મહા કવિ પ્રેમાનંદ સ્વામિ વિરચિત

# तुळशी विवाह.

ધર્મ ધુરંધર આચાર્યશ્રી વાસુદેવપ્રસાદજી
પુરૂષોત્તમપ્રસાદજી મહારાજના ટ્રસ્ટી-
ઓની આજ્ઞા અને સંમતિથી,
છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચુનીલાલ ચતુરભાઇ પટેલ.

સ્કુલ માસ્તર—સીમજ.



અમદાવાદ—"વિજયપ્રવર્તક" પ્રેસ.

સંવત ૧૯૬૦ સને ૧૯૦૪.

કિમ્મત રૂ. ૦-૫-૦

મહા કવિ પ્રેમાનંદ સ્વામિ વિરચિત

# તુળશી વિવાહ.

ધર્મ ધુરંધર આચાર્યશ્રી વાસુદેવપ્રસાદજી
પુરૂષોત્તમપ્રસાદજી મહારાજના ટ્રસ્ટી-
ઓની આજ્ઞા અને સંમતિથી.
છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચુનીલાલ ચતુરભાઇ પટેલ.

સ્કુલ માસ્તર—સીમજ.



અમદાવાદ,

વિજયપ્રવર્ત્તક પ્રેસ.

સંવત્ ૧૯૬૦ સને ૧૯૦૪.

કિમ્મત રૂ. ૦-૫-૦

# પ્રસ્તાવના.

સ્વાભાવિક રીતે જન સમુદાયમાં ગાવાનો શોખ ઘણો હોય છે; તેમાં વળી આર્યજન સમુદાયમાં ગીત ગરબા વગેરે ગાવાનો ચાલ ઘણો છે. કેટલેક ઠેકાણે પુરૂષો પણ ગરબા ગાય છે, પણ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં ગાવાનો ચાલ ઘણો છે. સ્ત્રીઓમાં કુદરતીજ વલણ એવું હોય છે કે, તેઓ હરતાં ફરતાં તથા દળવાનું વગેરે કામ કાજ કરતાં પણ સુખેથી ગીત ગાતાં જાય છે, અને કામ કરતાં જાયછે.

આવી રીતે ગાવાને માટે આજ સુધીમાં રૂક્મિણી વિવાહ, સીતા સ્વયંવર, સુભદ્રા હરણ, ઓખા હરણ, દાણ લીલા, મામેરૂ વગેરે અનેક પુસ્તકો પ્રગટ થયાં છે, પણ તે બધામાં લગ્ન સમયે ગાવાનાં રસિક ગીત પ્રથમથી તે છેવટ સુધીનાં આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલાં નથી જેથી આજ પણ આપણે ઘણે ઠેકાણે લગ્ન પ્રસંગે સ્ત્રીઓને અસભ્ય ગીતો ગાતાં જાણીએ છીએ.

આવાં અસભ્ય ગીતો ગાવામાંથી મુક્ત કરવામાં આ પુસ્તક અતિ ઉપયોગી છે; કેમકે આમાં લગ્ન સમારંભે સમય સમય પ્રત્યે ગાવાનાં ઘણાંજ રસિક ગીતો આપેલાંછે.

આ પુસ્તકના કર્ત્તા મહા કવિ પ્રેમાનંદ સ્વામિ છે; અને તેમણે આ ગ્રંથમાં તુળશી વિવાહનું વર્ણન કરેલું છે. આ વિવાહ લોકોમાં મશહુર છે; જેથી કાંઇ અજાણી

બાબત નથી, તો પણ મારે જણાવવું જોઇએ કે આમાં તુ-
ળશીજીની ઉત્પત્તિનું વર્ણન આપ્યા પછી તેમનો શ્રી કૃષ્ણ
જોડે વિવાહ થયો; તેનું પ્રથમથી તે છેવટ સુધી હાલ
લોકોમાં ગવાતાં ગીતોના ઢાળથી વર્ણન આપેલું છે.

પુસ્તકમાં આપેલાં ગીતો ઘણાં રસિક છે, અને તે
ગાતાં મન આનંદથી ઉભરાઈ જાય છે; તેથી તથા તેનાં
સમય સમય પ્રત્યેનાં રસ મય વર્ણનોથી ભરપૂર હોવાથી
વાચકવૃંદને અતિ ઉપયોગી થઇ પડશે એમાં જરા પણ
સંશય નથી.

વાચક વૃંદની બહિરૂપાધિથી અકળાઇ ગએલી શ-
ક્તિઓ શાંતિ પામે, અને તેમનું અંતઃકરણ ધર્મની લાગ-
ણીથી દોરાઇ આ જન્મના સાર્થક રૂપ કલ્યાણ ને તેમનો
આત્મા પામે; એવી હું પરમેશ્વર પાસે શુદ્ધ અંતઃકરણથી
પ્રાર્થના કરૂંછું. તથાસ્તુ.

રામ નવમી
સંવત ૧૯૬૦.

ચુનીલાલ ચતુરભાઇ પટેલ.
સ્કૂલ માસ્તર—સીમજ.
તાલુકે—ધોળકા.



# તુલશી વિવાહ.

## પદ. ૧. રાગ ધોળ.

સજનીને સુપનું અંતર એક લાધ્યું રે. એ રાગ.
સાંભળજો હરિજન થઈ સાવધાનરે;
વર્ણવું વૃંદા તણું આખ્યાન રે. ૧
રાજા એક કુશધ્વજ બડભાગી રે;
પ્રભુજીના ચરણ કમળ અનુરાગી રે. ૨
કન્યા તેની, તુલશી, વેદવતી બેય રે;
મહા ત્યાગી, પતિવ્રતા છે તેય રે. ૩
પે'લા એમ કીધો બેઉએ વિચાર રે;
પતિ થાય આપણા વિશ્વાધાર રે. ૪
બેઠી તેતો તપ કરવાને કાજ રે;
તેના ઉપર રીઝ્યા શ્રી મહારાજ રે. ૫
આગે આવી ઉભા શ્રી ઘનશ્યામ રે;
પ્રેમાનંદનો સ્વામી પૂરણકામ રે. ૬

## પદ. ૨.

બોલ્યા હરિ માગો તે વર આપું રે;
બીજાં સરવે જે દુખ હોય તે કાપું રે. ૧
વેદવતી કે' તમે મારા પતિ રે;

તેતો હરિ વરીને પામી સુખ સતી રે. ૨
તુલશી ગણપતિ શાપે પતિ પામી રે;
થયો, તેનો અસુર એક સ્વામી રે. ૩
સાગર સુત જાળંધર તેનું નામ રે;
બળીઓ બહુ માયાવી દુઃખ ધામ રે. ૪
પતિવ્રતા તુલશી તેની નારી રે;
રૂપ શીળે સુંદરી અતિ સુખકારી રે. ૫
તપ સત્યધર્મ તણું તે ધામ રે;
પ્રેમાનંદ કે' દ્રઢ સતિ નિષ્કામ રે. ૬

## પદ. ૩.

તેને સત્યે પતિ તેનો તે અવધ્ય રે;
જીત્યા તેણે ઇંદ્રાદિક દેવ સદ્ય રે. ૧
એક સમે શિવ સાથે યુદ્ધ કરવા રે;
ગયો મંદ શિવનું પ્રાક્રમ હરવા રે. ૨
થયો યુદ્ધ શિવ સન્યા સાથે ભારી રે;
જીત્યો શિવગણને તે અહંકારી રે. ૩
આવ્યા શિવકોપ કરી અભિરામ રે;
થયો ત્યારે અતિ દારૂણ સંગ્રામ રે. ૪
થયો યુદ્ધ શિવ જાળંધરને કેવો રે;
વાણીએ તો વર્ણવ્યો ન જાય એવો રે. ૫
ત્યારે દૈત્યે ગાન્ધર્વી માયા વિસ્તારી રે;
પ્રેમાનંદ કે' મોહ પામ્યા ત્રિપુરારિ રે. ૬

## પદ. ૪.

પછે દૈતે શિવ તણું રૂપ ધારી રે;
ગયો સતિ છળવાને દુષ્ટ ભારી રે. ૧
સતિ જોઇ થયો તે કામાતુર રે;
સતિયે જાણ્યું લેશે લાજ જરૂર રે. ૨
પામ્યાં સતિ તે થકી ઘણા ત્રાસ રે;
થયા તરત અંતર ધ્યાને અવિનાશ રે. ૩
સતિયે હરિતણું ધ્યાન તે કીધું રે;
પ્રભુજીએ આવી દર્શન દીધું રે. ૪
ગિરજાએ વિનતિ કીધી બહુ પેર રે;
શાંતિ આપી સધાવ્યા પ્રભુ ઘેર રે. ૫
હરિયે લીધું તપસ્વીનું રૂપ રે;
બેઠા વન ધ્યાન ધરીને અનુપ રે. ૬
પ્રેમાનંદનો સ્વામિ શ્રી મહારાજ રે;
થયા જોગી વૃંદાને છળવા કાજ રે. ૭

## પદ. ૫. ધોળ ૨.

કુંદનપુર વિવા રચ્યો. એ ઢાળ.

વૃંદાનું વૃતાંત કહું. તે, સાંભળજો કરી પ્રીત;
સ્વપ્નમાં નિજસ્વામિને દીઠો, તે અતિવિપરીત. ૧
તેલે નાહ્યો ને નગ્ન બેઠા, પાડા ઉપર ધીર;
આભુષણ કાળા ફુલનાં કીધાં તે ધારણ શરીર. ૨
માંસ ખાનારા જીવે વીંટાણો, દક્ષણ દિશમાં જાય;

નીજપૂર બોળ્યું સાગરે, એમ દીઠું તે સ્વપ્નમાંય. ૩
સોછિદ્ર સોતા ઉગતા તે, દીઠા આદિત દેવ;
તેજ રહિત મહાભયંકર, જોઇ, પામી દુખ તતખેવ. ૪
વૃંદા વિચારે ચિત્તમાં, આવ્યું તે દુઃખ અપાર;
પ્રેમાનંદ કે' વ્યાકુળ થઈ, કરે રૂદન વારંમવાર. ૫

## પદ. ૬.

શાંતિ ન પામે ક્યાંયે સુંદરી, ભયે વિકળ અનાથ;
ગૃહ તજી ગઇ બાગમાં બે સખી લઇને સાથ. ૧
બાગમાંથી વનમાં ગઈ, ગહન વન મોઝારી;
ભ્રમણ કરે બહુ ભય થકી રૂવે, ઉંચે સ્વરે પોકારી. ૨
ત્યાં દીઠા બે વ્યાઘ્રવદના, રાક્ષસ તે વિક્રાળ,
તેને જોઈ અતિ ત્રાસ પામી, ખાશે આ તતકાળ. ૩
ભાગી જાય ત્યાં દીઠા મુનિ એક, શાંત પરમદયાળ;
ચરણે પડી થરથર કંપે, રક્ષા કરો હે કૃપાળ. ૪
શર્ણાગત અતિ વિકળ જોઈ, કીધો મુનિવરે હુંકાર;
પ્રેમાનંદ કહે અદ્રશ થઈ ગયા, રાક્ષસ બેઉ તેવાર. ૫

## પદ. ૭. ધોળ ૩.

મારી સાર લેજો અવિનાશીરે એ ઢાળ.

કરી પ્રણતી જોડી બે પાણિરે, વૃંદા બોલીતે મધુરી વાણીરે. ૧
મારી રક્ષા કીધી તમે ભારીરે, મહા ભયથકી નાથ ઉગારીરે. ૨
મારી વિનતિ છે એક દેવરે, મુને કહેજો જથારથ ભેવરે. ૩
મારો ભરતાજાળંધર નામરે, ગયોશિવસાથ કરવા સંગ્રામરે. ૪

એ જીવે છે કે મુઓ નાથરે, મુને કહેજો યથારથ વાત રે. ૫
એમકહેતાં કપિ બેઉ આવ્યારે,તેનું માથુંને ધડ બે લાવ્યારે.૬
મુઓ દીઠા પોતાનો સ્વામિરે,તુળશી તર્તતે મુર્છા પામિરે. ૭
મુનિયે કમંડળનુંછાંટી પાણીરે,પ્રેમાનંદકેઉઠાડીદયાઆણીરે.૮

પદ. ૮.

ઉઠી વિલાપ કરી બહુ વારરે,કીધો મુનિવરને નમસ્કાર રે.૧
કહે મુનિવરને દીનબંધુરે, આપો પતિદાન તે કૃપાસિન્ધુરે.૨
પતિવિના અનાથ હુંનારરે,સ્વામિવિના ધિક અવતારરે. ૩
તમે સાંભળો મુનિ સુજાણરે,પતિ વિના ન રાખું પ્રાણરે. ૪
તમે ધર્મજ્ઞ ધર્મ પુનિતરે, જાણો પતિવૃતા નારીની રીતરે.૫
પતિવૃતાને વહાલું ન કોઇરે,પ્રેમાનંદ કહે જીવે પતિ જોઇરે.૬

પદ. ૯. ધોળ ૪.

લઇને કાગળ વિપ્ર સધાવ્યો. એ ઢાળ.

તમે સર્વજ્ઞ ધર્મજ્ઞ ધીર, જાણો અંતરની પરમ પ્રવીર. ૧
એને જીવાડો મુનિવરજ્ઞાની,મારે ઇચ્છાછે પતિને મળ્યાની.૨
મારી ઇચ્છા પુરો મહરાજ, આપો પ્રાણદાન મુને આજ. ૩
મુને પ્રાણથીપતિઘણો વા'લો,મુનિ જીવતદાન તમે આલો. ૪
ત્યારે હશીને બોલ્યા મુનિરાય,શિવેમાર્યો તે જીવતોનથાય.૫
વૃંદા તુજપર દયા મારે અતિ,માટે જીવતો કરૂં તારો પતિ.૬
મુનિએ કૃપા કરી જોયું જયારે, બેઠો થયો જાળંધર ત્યારે. ૭
પ્રેમાનંદ કહે પ્રવેશ થયા હરિ,વૃંદા હસીને મળી ભુજભરી.૮

પદ. ૧૦.

હરિ સાગર સુત રૂપ થઇને, રમ્યા વૃંદાસંગે વનરહીને. ૧

પતિરૂપ હરિવર સંગે, એમ થઇ વૃંદા પતિવૃત ભંગે. ૨
એમ વૃંદા છળી હરિયે જ્યારે,શિવે માર્યો જાળધર ત્યારે. ૩
બહુકાળ કીધો વિહાર, વૃંદા સંગે હરિયે સુખસાર. ૪
એક સમે હરિનું સ્વરૂપ, દીઠું વૃંદાએ પરમ અનુપ ૫
શંખચક્ર ગદાપદ્મ હાથ, અતિ સુંદર ત્રિભુવન નાથ. ૬
વૃંદા બોલી તિરસ્કાર કરી, કીધું નિંદિત કર્મ તે હરિ. ૭
દીઠું શિળ પરદારા ગામી, માયાચિંતું પ્રેમાનંદના સ્વામિ.૮

## પદ. ૧૧. ધોળ ૫.

હવે ભવજળ પાર ઉતરીઆંરે, આનંદ ભર્યા એદાળ.
તમે ધર્મ ધુરંધર કા'વોરે, શામળીઆજી;
સૌને ધર્મમાં રાખો રખાવોરે, શામળીઆજી. ૧
તમને ધર્મ મૂર્ત્તિ સૌ જાણે રે, શામળીઆજી;
તમને નિગમ પુરાણ વખાણે, શામળીઆજી. ૨
તમે જુગો જુગ ધરી અવતારરે, શામળીઆજી;
કરો ધર્મ રક્ષા વારંવાર રે, શામળીઆજી. ૩
એવા ધર્મ શિળ તમે થઇને રે, શામળીઆજી.
મને છળી કપટ રૂપ લઇનરે; શામળીઆજી. ૪
તમે પર સ્વારથને કાજરે, શામળીઆજી.
કરી કપટ લીધી મારી લાજરે; શામળીઆજી. ૫
બીજો હોય તો કરૂં બાળી છારરે, શામળીઆજી;
તમને કાંઇ નવ થાય કિરતારરે, શામળીઆજી; ૬
તોય એટલો દઉં તમને શાપરે, શામળીઆજી;
થઈ પથ્થર પૂજાઓ આપરે, શામળીઆજી. ૭

પ્રેમાનંદના નાથ કહે પ્યારીરે, શામળીઆજી;
તું થા વૃક્ષ વૃંદા સકુમારીરે, શામળીઆજી. ૮

પદ. ૧૨.

રહો સદાય જોગ તારે મારોરે, સુણ પ્યારી;
તુંજ વિના ન રહું ક્ષણ ન્યારોરે, સુણ પ્યારી. ૧
વૃંદા તું મુજને અતિ વા'લીરે, સુણ પ્યારી;
તારે વશ થયો હું તો આલીરે, સુણ પ્યારી. ૨
યજ્ઞભોગ પૂજા ઉપચારરે, સુણ પ્યારી;
તુંજ વિના ન કરૂં અંગિકારરે, સુણ પ્યારી. ૩
સુર અસુર મનુષ્ય નર નારીરે, સુણ પ્યારી;
તુંજ વિના ન કરે પૂજા મારીરે, સુણ પ્યારી. ૪
હરિ રાજી થઇ વર દીધોરે, સુણ પ્યારી;
વૃંદા શાપ અંગિકાર કીધોરે, સુણ પ્યારી. ૫
એમ હરિ થયા શાળગ્રામરે, સુણ પ્યારી;
તુળશી વૃક્ષ થયાં ગુણ ધામરે, સુણ પ્યારી. ૬
એમ વૃંદા હરિને વરીઆંરે, સુણ પ્યારી;
મન વાંછિત કારજ સરીઆંરે, સુણ પ્યારી. ૭
એમ તુળશી શાલગ્રામ જોડરે, સુણ પ્યારી;
પૂરો પ્રેમાનંદના કોડરે, સુણ પ્યારી. ૮

પદ. ૧૩. ધોળ ૬.

મારે સદ્‌ગુરૂએ આંજ્યારે કે. ઉઘાડયાં લોચનીઆં, ઢાળ.
હવે તુળશીનો વિવારે, ગાઉં કરી ખાંત;
રૂડી રીતે વર્ણવું રે, સાંભળો એ વૃતાંત. ૧

થયું સૂરજ ગ્રહણરે, એક સમે ભારી;
પૃથ્વીપર સરવે રે, જાણે નરનારી. ૨
કુરૂક્ષેત્ર નામે તિર્થ રે, વિખ્યાત જગમાંઇ;
આવ્યા જાત્રાએ નાવા રે, લોક અસંખ્ય ત્યાંઇ. ૩
પૃથ્વીપતિ રાજા રે, ત્યાં અગણિત આવ્યા;
વસુદેવ આદિ જાદવરે, આવ્યા સૌને મન ભાવ્યા. ૪
પટરાણી સહીત રે, કૃષ્ણ બળભદ્ર ગયા;
રૂકમણી તાત ભીમક રે, સૌ ત્યાં ભેળા થયા. ૫
તિર્થમાં નાહીને રે, સૌ એ દાન દીધાં;
પ્રેમાનંદ કે વસુદેવેરે, યજ્ઞ ત્યાં બહુ કીધાં. ૬

## પદ ૧૪.

જમાડયા સાધુ રે, બ્રાહ્મણ પ્રીત કરી;
દક્ષણા બહુ દીધી રે, સૌને ફરીફરી. ૧
મળયાં સગાં સંબંધી રે, રાજા સૌ સૌનાં;
મળયાં માત ને પિતા રે, દીકરી ને વહુનાં. ૨
ભીમક ને વસુદેવ રે, મળીઆ બહુ ભાવે;
મીઠું મીઠું બોલી રે, પ્રીતિ ઉપજાવે. ૩
વસુદેવ વેવાઇનો રે, પ્રીતે ગ્રહી પાણિ;
લઈ આવ્યા ઉતારે રે, હરખ અતિ ઉર આણી. ૪
બળદેવ શ્રી કૃષ્ણ રે, મળયા ઉઠી અતિ હરખે;
રાણી રૂકમણી મળયાં રે, પિતાને ઘણે હરખે. ૫
પધરાવ્યા પ્રીતે રે, કરી બહુ સન્માને;
પ્રેમાનંદ કે' જમાડયા રે, મેવા ને મિષ્ટાન. ૬

## ધોળ ૭. પદ ૧૫

આદિત સદ્‌ગુરૂ ઉદિયારે, અંધારૂ રે, ઉલ્યું એ ઢાળ.
ભીમક ને વસુદેવ રે, બેઉ કરે વિનોદ;
બોલે હસતાં વચન રે, આણી ઉરમાં મોદ. ૧
ભીમક કહે વસુદેવ રે, સાંભળો એક વાત;
સૌ કરતાં તે ઇશ્વર રે, બળીઆ શાક્ષાત. ૨
પેલી મેંતો મારા મનમાં રે દ્રઢ આંટી વાળી;
સત્ય કીધું તે તો દૈવે રે, ગમતું મારૂં ટાળી. ૩
બીજા મનોરથ સર્વે રે, રૈ ગયા મનમાંહી;
સગપણનું તો સુખડું રે, લેવાયું ન કાંઈ. ૪
હવે એક છે મનસુબો રે, કો’તો લાવો લીજે;
અતિ ઉત્તમ છે કામ રે, ધારો તો કીજે. ૫
દાન પુન્ય બહુ યજ્ઞ રે, તમે કીધા ઉદારૂ;
પ્રેમાનંદ કહે ભીમક રે, એ કરો તો સારૂં. ૬

## પદ ૧૬.

વસુદેવ કે’ સ્નેહિ રે, જે કહો તે કરીએ;
અમે વચન તમારૂં રે, પાછું નવ ફેરીએ. ૧
ભીમક કહે કુરૂક્ષેત્ર રે, પુન્ય તિર્થ ભારી;
કો’તો તુળશી વિવા રે, આપણ કરીએ વિચારી. ૨
રૂકમણી રૂપ તુળશી રે, કન્યા તે મારી;
શાળંગ્રામ તમારા રે, પુત્ર સુખકારી. ૩
મારે મનોરથ એ છે રે, રૂચે જો તમને;

આપો અલૌકિક સુખડુંરે, સનેહી અમને. ૪
વસુદેવ કે' ભીમક રે, તમે રૂડું વિચાર્યું;
લીજે લાવો ફુરોને રે, તમે રૂડું ધાર્યું. ૫
આ કામમાં તમે ભીમક રે, હવે વાર ન કરજો;
પ્રેમાનંદ કહે વસુદેવ રે, શંકા નવ ધરજો. ૬

પદ. ૧૭. ધોળ ૮.

ધન્ય ધન્ય આજ રે, આત્મારામનું રાજરે, એ ઢાળ.
કહે વસુદેવ રે, જાઓ તતખેવ રે;
ભીમકરાય તમે મહામતિ રે.
વિપ્રને તેડાવો રે, જોશ જોવરાવો રેઃ
વીલંબના કરશો હવે એક રતિ રે. ૧
જોઇ મુહુર્ત સાર રે, લખી તિથિવાર રે;
લગન વે'લા મોકલાવજો રે.
લખશો તમે જેમ રે, કરશુ અમે તેમ રે;
તે સારૂ લખીને વે'લુ કાવજો રે. ૨
તુળશી વિષ્નુ વિવારે, જાણે સૌ દેવા રે;
ત્રિભુવનમાંહિ વિદિત છે રે.
વિવાની વધાઇ રે, જાણે જગમાંહી રે;
કંકોતરી મોકલ્યાની રીત છે રે. ૩
લખજો સંભારી રે, દેવનરનારી રે;
સુરપુર કંકોતરી મોકલો રે.
શિવ બ્રહ્માઆદિ રે, નારદ સનકાદિ રે;
તેડાવો અવસર આવ્યો ભલો રે. ૪

લખજો કરી પ્રીત રે, પત્નીઓ સહીત રે,
બ્રહ્મરૂષિ સર્વેને તેડાવજો રે;
અગ્નિ નાગ સિન્ધુરે, આદિતને ઇન્દ્ર રે;
વરૂણ કુબેર તેડાવજો રે. ૫
વિશ્વકર્મા આવે રે, * * *
* * * *
સારદને શેષરે, તેડાવો ગણેશ રે;
પ્રેમાનંદ કે રીત ભાત બતલાવશેરે. ૬

પદ. ૧૮.

વસુદેવની વાણી રે, ભીમકે વખાણી રે;
સાંભળીને મનમાં મગન થયા રે.
ભીમક ભૂપાળ રે, બુદ્ધિના વિશાળ રે;
હસતા હસતા આનંદિ આશ્રમે ગયારે. ૧
જાઇને તેવાર રે, સર્વે સમાચાર રે;
વિવાનાં વૃત્તાંત સંભળાવીયાં રે.
સાંભળીને જન રે, પ્રફુલ્લિત મન રે;
હરખે ભર્યા સૌ ઉઠી આવીયાં રે. ૨
કહે ભીમકરાય રે, વિલંબ ન થાય રે;
ઝટપટ સામગ્રી કરાવીએ રે;
સરવે વસ્તુ સાર રે, સામગ્રી તૈયાર રે;
કોઠાર ભંડાર ભરાવીએ રે. ૩
આજ્ઞા અનુસાર રે, અપરંપાર રે;
સેવક બ્રહ્માંડમાં પરવર્યા રે.

દિવ્યને અમૂલ્ય રે, વિવા અનુકુળ રે;
સર્વે વસ્તુ લાવીને ભંડાર ભર્યા રે. ૪
અતિ વિસ્તાર રે, માણુમય સાર રે;
કચેરીના મંડપ રચાવીઆ રે.
રૂડા ભીમકરાય રે, બેઠા મંડપ માંય રે;
પ્રર્વાણ જોશીને તેડાવીઆ રે. ૫
જોશ જોવરાવ્યા રે, મહુરત રૂડાં આવ્યાં રે;
ગુરૂવાર પુનમનાં પ્રમાણ કર્યા રે.
લખી તે પ્રમાણે રે, જન સહુ જાણે રે:
દશોદેશે કંકોતરીઆ કર્યા રે. ૬
ચતુરાઇએ કરી રે, લખી કંકોતરી રે;
વાયુ લઈ સ્વરગે સધાવીઆ રે.
વાંચી દ્વિજ દેવ રે, ઉઠિયા તતખેવ રે;
પ્રેમાનંદ કહે આવવા તૈયાર થયા રે. ૭

## પદ. ૧૯. ધોળ ૯.

તાંબાકુંડી તે નગર શોહામણી. એ ઢાળ.

વિશ્વકર્મા તે વેલેરા આવીઆ, કોડે કરવા રે;
રચના અનુપ,શાહેલી શોભાતે શીકહું.
રચ્યા બાગ બગીચાને બેઠકુ, ઉતારા રે;
અતિ સુખ રૂપ. શાહેલી૦ ૧
રચ્યો મંડપ અતિ રળિયામણો, હિરા માણેક રે;
રતન જડાવ. શાહેલી૦
રચ્યા અગણિત સ્થંભ અતિઓપતા, નાના રંગના રે;
અતિ ચિત્ર બનાવ. શાહેલી૦ ૨

મેલ્યા ગોખ જરૂખાને જાળીઆં, માંહી કીધલાં રે;
મીનાકારી કામ. શાહેલી૦
છાયો મંડપ કલ્પ વૃક્ષે કરી, શોભે કંચનરે;
કળશ અભિરામ. શાહેલી૦ ૩
રોપ્યા કેળનાં વૃક્ષ શોહામણાં, ફૂલી રહ્યાં રે;
કલ્પતરૂનાં વૃંદ શાહેલી૦
ફૂલ્યાંચંપા, ચંબેલી, ને કેતકી, ફૂલ્યાં પંકજરે;
ઉડે મકરંદ. શાહેલી૦ ૪
શોભે કનકલતા દ્રુમ વેલીયું, શોભે સુંદર રે;
અશોકને અંબ. શાહેલી૦
ફૂલ્યાંદ્રુમ પોહોપ પારી જાતનાં, શોભે કુંજરે;
કદળી કદંબ. શાહેલી૦ ૫
બાંધ્યા ચંદરવા સોનેરી ચિત્રના, મોટાં મોતીનાં રે;
તોરણદ્વાર. શાહેલી૦
કોટી રતનના દિપક દીપતા, પ્રેમાનંદ કહે રે;
જાણે શુક્રનીહાર. શાહેલી૦ ૬

## પદ. ૨૦. ઘોળ ૧૦.

મારા નાનાશા લખમણવીર ગંગાની તીરે ધરકેરોરે. એ ઢાળ.
રચ્યુંરતન સિંધાસનસાર, તેની શોભા શી કહું;
જાણે ઉગ્યા તરણીઆપાર, જોઇને જન મોયાં સહુ. ૧
નાનારંગના રતનપ્રવાલ, જડીયુંહીરા મણિમોતીએ;
પના પિરોજા ચુનીયું લાલ, શોભે જગમગ જોતીએ. ૨
રચી ચોરી ચતુરાઇ આણી; કુંદનમણિમય શોભતી;

રચી વેદીનું પરમ અનુપ, સુરનર મુનિમન લોભતી. ૩
જડ્યા કંચન કુંભ અનુપ, કુંદન ઝારીયું સુંદર;
જડ્યા પલંગ સરસ સુખરૂપ, પચરંગ પાટી મનોહર. ૪
જડ્યા બાજઠીઆ બહુભાત, નવરંગરતન મણિએકરી;
રચ્યો હવન કુંડ કરીખાંત, ઉપમા તે નવ જાય ઉચ્ચરી. ૫
રચી ઓટલીઓ અભિરામ, કંચન મણિમય શોભતી;
છાંટ્યા સુગંધીજળ સુખધામ, નિરખીને લાજે રતિપતિ. ૬
કીધા અગરૂના ઉત્તમ ધુપ, છાંટ્યા કસ્તુરીએ કરી;
શોભા જોઈ મોયા સુરભૂપ, આનંદ જાય ઉભરી. ૭
ગાય માનનિ મંગળ ગીત, વાજાં વાજે રળિયામણાં;
પ્રેમાનંદ પ્રફુલ્લિત ચિત, ગાય તે ગુણગોવિંદ તણા. ૮

પદ. ૨૧. ધોળ ૧૧.

મારે માંડવે સોનાકેરા થંભ, રૂપા કેરી વળી ધરીરે એ ઢાળ.
આણે માંડવે જેજે દેવ આવ્યારે, નામ લઇને ઓળખાવું;
આવ્યા બ્રહ્મા મૂર્તિમાન વેદ રે, હેતે કરી વધાવું. ૧
આવ્યા વસુઆદિક બહુદેવરે, ધનવંતરી વૈદરાજ;
આવ્યા ઇંદ્રઆદિ દેવવૃંદ રે, સર્યા સઘળાં કાજ. ૨
આવ્યા ચંદ્રસૂર્ય ધરીરૂપ રે, અગ્નિવાયુ વરૂણાદિ;
આવ્યા સિદ્ધ ચારણને ગંધર્વ, બાળવૃદ્ધ તરૂણાદિ. ૩
આવ્યા લોકપાળ દિકપાળ રે, પર્વત વનસાગર;
આવ્યાં કામ ધેનુ કલ્પવૃક્ષ રે, નિધિસિધિ નાગર. ૪
આવ્યા ગંગાદિ નદિવૃંદ રે, પર્વત પત્ની આવીઆં;
આવ્યા ઋષિસહિત દેવત્રિયારે, સહુને મન ભાવીઆં. ૫

આવ્યા ચંદ્રસૂરજઅગ્નિ નાર રે, વાયુ વરૂણ ભામની;
આવ્યા ઉર્વસીરંભા આદ રે, અપ્સરાગણ કામની. ૬
આવ્યા નારીસહિત અગણિત રે, મોટા મોટા મહિપતિ;
આવ્યા મેના આદિકનાગ નારી રે, પતિએ સહિત રતિ.૭
ગાયા સુરમુનિદ્વિજ નરનારી રે, માંડવીઆના નામ;
પ્રેમાનંદ કહે ભીમકરાય રે, નિરખિ થયા પૂર્ણ કામ. ૮

પદ. ૨૨. ધોળ ૧૨.

રઘુવર શેરીએ આવીઆ, શેરીએ કાચ ઢળાય;
જનરકરાયને રે માંડવે. એ ઢાળ.

ગંગા, જમુનાં, ને સરસ્વતિ, આવ્યાં મૂર્ત્તિ રે માન;
તુળશીજીને રે માંડવે.
સરજુ, કાવેરીને કૌશકી, રેવા તાપી રૂપવાન; તુળશીજી૦૧
ચંદ્રભાગાને ગોદાવરી, સિન્ધુ સહિત અપાર; તુળશીજી૦
ઉર્વશી રંભાને ધૃતાચિ, મેનકા તિલો તમાનાર.તુળશીજી૦૨
સિદ્ધિ અણિઆદિક આવીઆં,શંખ પદ્માદિનિધિ;તુળશીજી૦
મુરતી ધરી સૌ આવીઆં, પુરવા નાનાવિધરિત.તુળશીજી૦૩
કામ ધેનું ને ચિન્તામણી, કલ્પવૃક્ષનાં રે વૃંદ, તુળશીજી૦
મૂર્ત્તિમાન સૌ આવીઆં, કરવા જનને આનંદ.તુળશીજી૦૪
વનને પર્વત ધરી મૂરતી, હરખે આવ્યાં ધરીરૂપ;તુળશીજી૦
શુક સનકાદિક આવીઆ,પ્રેમાનંદ કહેમુનિભૂપ.તુળશીજી૦૫

પદ. ૨૩. ધોળ ૧૩.

સૂરજ ઉગ્યો રે, કેવડીઆની ફણસે કે;
વાણુલાં ભલેવાયાં રે. એ ઢાળ.

સુખે થયાં રે, સંતજનને સવારકે ;
શ્રીહરિસૂરજ ઉગીઓ.
પામ્યા નાશરે, માયાના અંધકાર કે. શ્રી હરિ૦ ૧
હરખે ઉઘડ્યાં રે, હરિજન રૂપી કમળ; શ્રી હરિ૦
બિડાયાંરે, કુમતિ કમોદ નિખળ. શ્રી હરિ૦ ૨
અતિ છાયોરે, ત્રિભુવનમાં પ્રકાશ કે શ્રી હરિ૦
મતવાદિરે, ઘુડ પામ્યા ત્રાસકે. શ્રી હરિ૦ ૩
ઘટી ગયુંરે, ખળ ખદ્યોતનું જોર કે; શ્રી હરિ૦
જલાણારે, કામ ક્રોધાદિ ચોર કે. શ્રી હરિ૦ ૪
છાનાં રહ્યાંરે, નિંદા કરતાં તમર કે; શ્રી હરિ૦
ગુંજી રહ્યારે, સંત રૂપી ભમર કે. શ્રી હરિ૦ ૫
બંધન છુટયાંરે, મુમુક્ષુ રૂપી ગાય કે; શ્રી હરિ૦
પરાજય પામ્યારે, નિશિચર ગુરૂ રાયકે. શ્રી હરિ૦ ૬
કરે સોરરે, કબુધિ કુકડા ને કાગ કે શ્રી હરિ૦
જે જે બોલેરે, સંત હંસ બડભાગ કે શ્રી હરિ૦ ૭
આનંદ પામ્યોરે, ભાવિક જનનો વૃંદ કે શ્રી હરિ૦
બલિહારીરે, જાય પ્રેમાનંદ કે. શ્રી હરિ૦ ૮

## ઘોળ ૧૪. પદ ૨૪.

રાયરે શ્રી વસુદેવે પગરણ માંડીઆં. એ ઢાળ.
જોશી તેડાવ્યા ને મહુરત જોવરાવ્યાં;
બહુ રૂડાં મહુરત આવ્યાંરે, ચાલો ગણેશ વધાવા. ૧
કળશ સ્થાપન કરી, આવા હુન કીધાં;
ગણેશને નોતરાં દીધાં રે. ચાલો૦ ૨

વેદ વચને કરી, ગણુપતિ આવ્યા;
સહુ જનને મન ભાવ્યા રે. ચાલો૦ ૩
ગણેશ બેઠા ને વરત્યો જય જયકાર;
રાજી થયાં સૌ નર નાર રે. ચાલો૦ ૪
લાવો સરવે વસ્તુ મંગળકારી;
પુજીએ પાટ બેસારી રે. ચાલો૦ ૫
લંબોદર ગજ વદન વિશાળ;
લાડુ જમાડો ભરી થાળ રે. ચાલો૦ ૬
રાજી થાય કૃપાસિન્ધુ દયાળ;
નાશે વિધન તતકાળ રે. ચાલો૦ ૭
પ્રેમાનંદ કહે ચરણે લાગો.
મન વાંછિત વર માગો રે. ચાલો૦ ૮

પદ ૨૫.

દુંદાળો ને દુખ ભંજન નામ;
શંભુ કુંવર સુખ ધામ રે. રૂડા ગણેશ દુંદાળો. ૧
ગૌર વરણુ ગજ વદનો અવિનાશી,
સરવે સુખનો રાશિ રે. રૂડા૦ ૨
એક દંતો ત્રિલોચનને પ્યારો રે;
મોદકનો જમનારો રે. રૂડા૦ ૩
સર્વ આભુસણ શોભે છે અંગે;
નારી સુદ્ધિ બુદ્ધિ સંગે રે, રૂડા૦ ૪
ગણુ નાયક વર ઉદર ગામી;
વિઘ્ન વિનાસન બહુ નામી રે. રૂડા૦ ૫

વિદ્યાના સાગર બુદ્ધિ વિશાળ;
ચંદ્ર બિરાજે ભાલ રે. રૂડા૦ ૬
ચૌદ વિદ્યા ગુણ જાણ સુજાણ;
સુર નર મુનિ કરે વખાણ રે. રૂડા૦ ૭
પ્રેમાનંદ કહે આનંદકારી;
પુજો ગણપતિ ભય હારી રે. રૂડા૦ ૮

ધોળ ૧૫. પદ ૨૬.

ભમરા પેલો વધાવો મારે આવીયો. એ ઢાળ.
સખી રે ગણપતિ પૂજન કીધલાં,
હવે માત્રીકા સ્થાપન થાયરે. વધાઇ વાજે આજ
તુળશીજીને માંડવે.
સખીરે વેદ ધુની વિપ્ર ઓચરે;
હરખે માનનિ મંગળ ગાય રે. વધાઇ૦ ૧
સખી રે પીળાં પીતાંબર રૂપ રે;
પધરાવ્યાં માત્રિકા લઇ નામ રે. વધાઇ૦
સખી રે પદમા, ગૌરી, ને શચિ, સાવિત્રી;
મેધા, જયા, વિજયા સુખ ધામ રે. વધાઇ૦ ૨
સખી રે દેવશના ને સહુધા દેવીઓ;
સ્વાહા માતર લોક માતર માત રે. વધાઇ૦
સખી રે ધૃતિ, પુષ્ટિ ને તુષ્ટિ, માંનનિ;
ગોત્ર દેવીઓ સોળે સાક્ષાત રે. વધાઇ૦ ૩
સખી રે સાત વસુધારા ધૃતનિ;
સહિત પૂજ્યાં દેવીઓ કરી પ્રીત રે. વધાઇ૦

સખી રે નાંદીશ્રાદ્ધ સમ પૂરણ;
કીધું વેદ વિધિએ સહિત રે. વધાઇ૦ ૪
સખી રે ગોત્ર દેવી ને ગોત્રી સહુ મળી;
આપે આશિર્વચન વારંવાર રે. વધાઇ૦
સખી રે પ્રેમાનંદ કહે રહો અવિચળ;
જોડી તુળશી કૃષ્ન કિરતાર રે. વધાઇ૦ ૫

## પદ. ૨૭. ધોળ. ૧૬.

તુંતો બોલનેરે મારી અતલશ કોયલ, તારો તે શબ્દ શોહામણો એ ઢાળ.

ભુપ ભીમકરે જન જાત્રાએ આવ્યા,નોતરીઆ તે કરી પ્રીતશું;
જમાડયારે કરી બહુ પકવાન, નરનારી ને રસ રીતશું. ૧
પેહેલા ભૂદેવરે કરી બહુ સનમાન, ઇચ્છા ભોજન જમાડીઆં;
હરખે દીધાંરે હીરા મોતીનાં દાન,વિપ્રને આનંદ પમાડીઆ.૨
આવ્યા નાવારે રાજા દેશો દેશના,અતિ આદરકરી નોતર્યા;
જમાડયારે રૂડી રાજાની રીતશું,પકવાન વિધવિધનાં કર્યા. ૩
જમાડયારેસાધુભિક્ષુકઅભ્યાગત,અન્નધનવસ્ત્ર બહુઅપીઆં
જેજે આવ્યારે જન માગણ જાત,તેનાંતે દાળિદર કાપીઆં. ૪
ભુપ ભીમકરે અતિ મનના ઉદાર,નાકાર જેના મુખમાંનહિ:
પાસે આવેરે જનજે કોઇ જાચવા,રાજીકરે છે માગે તે દઇ. ૫
પગરણ માંડયાંરે તુળશી વિવાનાં હેતશું,
રાજી કરવા ઘન સ્યામને;
પ્રેમાનંદ કે રે લેવા લાખેણાલાવ.કન્યા આપીતે સુખધામને.૬

પદ. ૨૮. ધોળ ૧૭.

કંકુ છાંટી કંકોતરી મોકલી કોડે કા'વે સુભદ્રા બેન વીરા
વે'લા આવજો. એ ઢાળ.

નૃપ ભીમકે લખીરે કંકોતરી, લખ્યાં લગનમહુરત તિથિવાર;
જાદવ વેલા આવજો.

દેશો દેશના નૃપતિ તેડાવજો, ચતુરંગણીસેના લઇ સાર. જા. ૧
સર્વે જાદવ સહિત પધારજો, ઉગ્રસેન ભૂપતિ સહિત; જા૦
સજી જાન સુભટ સર્વેઆવજો, રામકૃષ્ણ સહિત રણજીત. જા૦ ૨
ગર્ગાચાર્ય ગુરૂને તેડીલાવજો, બીજા વિપ્રનિગમ શ્રુતિજાણ; જા૦
ડાહ્યા પંડિત ભટલઇ આવજો, જાણેઅર્થે સહિત પુરાણ. જા૦ ૩
સ્વર્ગવાસી અમર તેડાવજો, શિવબ્રહ્મ આવે સુરરાજ; જા૦
પત્ની સહિત બ્રહ્મરૂષિ તેડાવજો,
સચિ સહિત અમર ત્રિયા સાજ. જા૦ ૪
લઇલગ્ન તરત વિપ્ર પોચીઆ, વસુદેવ તણે દરબાર; જા૦
પ્રેમાનંદકે વસુદેવે આદરે, પૂજયો વિપ્રકરી બહું પ્યાર જા૦ ૫

પદ. ૨૯.

વાંચી લગન વસુદેવ હરખીઆ,
વધાવ્યા મોતિડેભરીથાળ;
લગન શાળઆમનાં. એ ઢાળ.
વસુદેવે કંકોતરી મોકલી,
તેડયાં સ્વર્ગ મૃત્યુ ને પાતાળ: લગન૦ ૧
વસુદેવે ગણેશ તેડાવીઆ,
વેદ વચન કરીમૂર્તિમાન; લગન૦

આવ્યા ગણેશ ઉતાવળા મોરથી,
હરવા વિઘ્નસર્વે બુદ્ધિવાન. લગન૦ ૨
કીધાં ગણપતિ સ્થાપન પ્રીતશું,
પૂજ્યા વિધિવત્ ગણપતિરાય; લગન૦
કીધાં માત્રિકા સ્થાપન પુજન,
નાંદિશ્રાધ્ધ સહિત જે કહેવાય. લગન૦ ૩
પેલા વિશ્વકર્મા દેવ આવીઆ,
કરવા રચનાતે ચતુર સુજાણ; લગન૦
રચ્યા મંડપ મંદિર ચોવટાં,
ઉતારા અધિક નિરવાણ. લગન૦ ૪
મણિ રતન માણેક બહુ ભાતના,
હીરા મોતી પિરોજા પ્રવાલ; લગન૦
પ્રેમાનંદ કે' મોહે જોઇ દેવતા,
એવાં રચ્યાં ઠેકાણાં વિશાળ. લગન૦ ૫

પદ. ૩૦ ધોળ ૧૮.

મારે સોના સમોરે સૂરજ ઉગીઓ. એ ઢાળ.
આવ્યાં સુરપુર વાસી નર નારય,
વાજે દેવ નગારાં વેમાનમાં.
આવ્યા બ્રહ્મા પ્રજાપતિ શંકર,
મનુ મહરૂષિ આદિત્યબાર. વાજે૦ ૧
આવ્યા વસુરૂદ્ર વાયુ દિકપતિ,
શ્રાધ્ય વિશ્વદેવાધિ અપાર; વાજે૦
આવ્યા સિદ્ધ ચારણ કિનર ગંધર્વ,

વરૂણ કુબેર અશ્વિનિ કુમાર. વાજે૦ ૨
આવ્યા ધર્મ અગ્નિ ઇંદ્ર ચંદ્રમા,
આવ્યા શેષાદિ વૈદ્ય નવનાગ; વાજે૦
આવ્યા પાર્ષદ વૈકુંઠ ગોલોકના,
ગરૂડ શ્રીદામા આદિક બડ ભાગ. વાજે૦ ૩
આવ્યા દેવ દ્વિજ ત્રિયા ગાવતાં,
શચિ સાવિત્રિ પાર્વતિ આદિ; વાજે૦
પૃથ્વી સરસ્વતિ ગૌરીને રોહેણી,
સ્વાહા, સંજ્ઞા શુચિને શિવાદિ. વાજે૦ ૪
મૂર્ત્તિ આદિ ધર્મ પત્ની આવીઆં,
દેવ માતા અદિતિ નામ; વાજે૦
અનસુયા અરૂંધતી આદિજે,
પ્રેમાનંદ કે સપ્ત રૂષિ ભામ. વાજે૦ ૫

પદ. ૩૧. ધોળ ૧૯.

ચોક વચ્ચે ચાંપલો, રોપાવો જેઠાણી,
હું તે ચડુંરે ઉચેરડી રે. એ ઢાળ.

વસુદેવે ગ્રહ શાંત કીધલાંરે,વિધિએ સહિત કરી પ્રીતરે;
સાહેલી, આનંદ છાયો ત્રિલોકમાં રે.
ગર્ગાદિ ગોર તેડાવીઆરે, કરવા ગૃહ યજ્ઞ પુનિતરે. સા૦ ૧
વસુદેવને માંડવેજે આવીઆ,તેનાં સંભળાવું લઇ નામરે;સા૦
નંદેશ્વરને સેનાપાતરે, આવ્યા તે શિવ સુખ ધામરે. સા૦ ૨
પાતાળથી શેષ આવીઆરે, વાસુકી આદિક નાગરે; સા૦
પારસદ આવ્યા વૈકુંઠથીરે, નંદ સુનંદ બડ ભાગરે. સા૦ ૩

ગૌ લોકમાંથી આવીઆરે, શ્રીદામ આદિ અપાર રે; સા૦
સુરપુર વાસી આવીઆરે, દેવ સરવે નરનારરે. સા૦ ૪
મહુરૂષિ દ્વિજવર આવીઆરે, સપ્તરૂષિ મુનિવૃંદ રે; સા૦
શુક નારદાદિક આવીઆરે, સનકાદિક સુખકંદરે. સા૦ ૫
ઇંદ્રાણી સહિત દેવાંગનારે, પારવતી આદિઅનુપરે; સા૦
સપ્તરૂષિનીત્રિયા આવીઆરે, અનસુયા આદિસુખ રૂપરે. સા૦ ૬
પૃથ્વીપતિ બહુ આવીઆરે, ગણતાં ન આવે પારરે; સા૦
છપ્પનકુળ તે જાદવ તણુંરે, પાંડવ આદિ ઉદારરે. સા૦ ૭
માંડવડે વસુદેવને રે, માંડવીઆ નવ સમાયરે; સા૦
વાજે વાજાં ગાય માનનિરે, આનંદ ઉભરાણો જાયરે. સા૦ ૮
લાવ્યાં પેરામણી ભૂપતિરે, સુરપુર વાસી અમરરે; સા૦
પ્રેમાનંદ કહે મણિ ભૂષણ, રત્નનાં છત્ર ચમરરે. સા૦ ૯

## પદ. ૩૨. ધોળ ૨૦.

કુંવર પેંગડે પગદઈ ચડીઆ. "એ ઢાળ."
વરઘોડે ચડ્યા હરિરાય, જન જોઈ જોઈ રાજી થાય. ૧
વરઘોડાની શોભાને જોઈ, રહ્યા સુરનર મુનિવર મોઈ. ૨
શણગાર્યા છે ઘોડા ને હાથી, રૂડા શોભેછે હરિના સાથી. ૩
ચડ્યા જાદવરાય વરઘોડે, શોભે જાદવ તોડે મકોડે. ૪
દેવ હરખ ભર્યા સર્વે આવ્યા, નીજ નારીઓ સંગે લાવ્યા. ૫
વાજે દેવનાં વાજાં અપાર, શબ્દ છાઇ રહ્યો દિશ ચાર. ૬
નાચે અપ્સરા ગાંધર્વ ગાય, ઉપર પુષ્પની વૃષ્ટિ થાય. ૭
હરિ મોર મુગટ સિર ધરિયો, કોટી મદન તણો મદ હરિયો. ૮
કીધો શૃંગાર રસ અંગિકાર, મુર્છા પામ્યાં દેવ નરનાર. ૯

હરિવર હાથીએ બેશી નીસરીઆ,જોઇ મુનિવર લોચન ઠં.૧૦
હરિને છત્ર ચમર શિર છાજે, આગે અગણિત વાજાં વાજે.૧૧
આગે ઉડે છે આતસ બાજી, થાય નર ત્રિયા જોઇને રાજી. ૧૨
આગે બોલે બહુ છડીદાર, દેવ વરસે સુમન વારંવાર. ૧૩
અસવારીને આગે ગણેશ, ઇંદ્ર બ્રહ્મા શિવજી ને શેષ ૧૪
શોભા જોઇ દેવ થયા રાજી, દેખી દુરિજન બળીઆ દાજી.૧૫
જન જુએ પ્રભુને પ્રીતે, જાણે ચિત્ર આળેખ્યાં ભીંતે. ૧૬
થયાં પ્રફુલિત જોઇ વૃંદ, બલહારિ જાય પ્રેમાનંદ. ૧૭

## પદ ૩૩. ધોળ ૨૧.

રૂકમણી લખી કાગળ મોકલે રે, દ્વારીકાં નાથ જાદવરાય
કુંદન પુર પધારજો રે. એ ઢાળ.

જાન સજી ને જદુપતિ રે, ઉઘલીને ઉભલા બાર રે
કેશરીઓ પરણવા જાય પ્રભુ તુળશી રે,
જાનૈયા બહુ શોભતારે, ગજ રથ અશ્વે અશ્વારરે. કે૦ ૧
કસુંબલ કેશરીઆ બન્યારે, જાનૈયા રંગ ચોળ રે. કે૦
રતન મણિ મોતીડે કરીરે, શોભેછે ઝાકમ ઝોળ રે. કે૦ ૨
જાન બની જગદીશની રે, સરવે છબીનું ધામ રે. કે૦
રતિ વરવા જાણે ચાલીઆરે, જાન સજીને કામ રે. કે૦ ૩
પાલખીએ બહુ પોઢીઆરે, મુનિવર ને દ્વિજ રાયરે. કે૦
અમર શોભેછે વેમાનમાંરે, માનનિ મંગળ ગાયરે. કે૦ ૪
છત્ર ચમર શિર શ્યામનેરે, ઝળકેછે કનક નિશાનરે. કે૦
છડિદાર બોલે બહુ આગળેરે,(ચતુરંગણી) ચાલી જાનરે.કે૦ ૫

વાજાં વાજે બહુ ભાતનાંરે, ગોમુખ પણવ સરણાઇરે. કે૦
દેવનાં દુંદભી ગડગડેરે, પ્રેમાનંદ કહે સુખદાઇરે. કે૦ ૬

પદ ૩૪. ધોળ ૨૨.

સકન જોઇને સાંચરજો રે. એ ઢાળ.

સકન થાય છે બહુ સારારે,
અહોનીશ આનંદના કરનારારે. ૧
સામી કન્યા મળી છે કુંવારી રે;
માંથે કુંભ ભર્યો છે વારી રે. ૨
સામો મળીઓ છે વન માળી રે;
આનંદ પામ્યો પ્રભુજીને ભાળી રે. ૩
કોટે આરોપ્યા લઇ હાર રે;
ગજરા બાંધ્યા તે કરી પ્યાર રે. ૪
તોરા ખોસ્યા છે પાઘ માંય રે;
જોઇ જન તે રાજી થાય રે. ૫
સકને મળી નાયકા સામી રે;
પ્રભુજીને જોઇને આનંદ પામી રે. ૬
કુમતિ ખર બોલે વામ ભાગે રે;
હરિ જન હરખ્યા અતિ અનુરાગે રે. ૭
સકને બોલે છે તેતર મોરરે,
નોળિયો પંખી ચારૂ ચકોર રે. ૮
સારા સકન થાય વારંવારરે,
પ્રભુજી ચાલ્યા ચોંપે થઇ ત્યારરે. ૯
જદુપતિ જાન સજીને નીસરીઆરે,
પ્રેમાનંદ નિર્ખી લોચન ઠરીઆં રે. ૧૦

પદ. ૩૫. ધોળ ૨૩.

જીરે લાડણી તે છાના કાગળ મોકલે રે,
કેશરીઆ વર વે'લો આવ;
મુખડું જોઇ સુખ ઉપજે. એ ઢાળ.
જી રે કુંવરી એ કૃષ્ણજીને કાવીયું,
અલબેલા ઉતાવળો આવ્ય;
મુખડું તે જોઇ સુખ ઉપજે.
જીરે આવડીતે વાર તમને ક્યાં થઈ,
સુંદરવર નટવર નાવ. મુખડું૦ ૧
જીરે વાટડીતે જોઉં ઉભી ક્યારની,
વરણાગીઆ વર તારે કાજ; મુખડું૦
જી રે રાત દિન રટના લાગી રહી,
મારાં નેણાં સુફળ કરો રાજ. મુખડું૦ ૨
જી રે કેશરીઆ વર તમ કારણે,
મારા જીવમાં જંપ નથાય; મુખડું૦
જી રે વદન જોયા વિના જાદવા,
મારે પળ જુગ જેવડી જાય. મુખડું૦ ૩
જી રે રૂપ તારૂં રંગ છેલડા,
મારે ખુત્યુંછે ચિતડા માંય; મુખડું૦
જી રે માળા રટું છું તારા નામની,
પળે પળે લાગુ તારે પાય. મુખડું૦ ૪
જીરે દીન જાણીને દયા આણજો,
હુંતો દાસી ચરણની નાથ; મુખડું૦

જીરે અલબેલા આવી ઉતાવળા,
હરિ ગ્રહણ કરો મારો હાથ. મુખડું૦ ૫
જીરે સંભારતાં સમાચાર આવીઆ,
આવી કેશરીઆ કુંવરની જાન;મુખડું૦
જીરે પ્રેમાનંદ પ્રભુજી પધારીઆ,
ઉતર્યા ગગનેથી અમર વિમાન. મુખડું૦૬

પદ. ૩૬. ધોળ ૨૪.

પધાર્યા પ્રભુ નાગર નંદજીનો લાલ રે. એ ઢાળ.

પધાર્યા વાલો સામળીઓ સુખ કંદ રે;
પધાર્યા વાલો જગતપતિ જગવંદ રે. ૧
પધાર્યા વાલો અખિલ ભુવનનો આધાર રે;
પધાર્યા વાલો વરત્યો તે જય જય કાર રે. ૨
પધાર્યા વાલો સાંમૈયું લેઈ થાઓ ત્યાર રે;
પધાર્યા વાલો માનનિ સજો શણગાર રે. ૩
પધાર્યા વાલો માનનિ મંગળ ગાય રે;
પધાર્યા વાલો વાલો વધાવવા જાઈએ. ૪
પધાર્યા વાલો થાળ ભરો સગ મોતીએ;
પધાર્યા વાલો ચાલો વે'લાં જઇ પોતીએ. ૫
પધાર્યા વાલો શ્રીફળ સોપારી અક્ષત લીજીએ;
પધાર્યા વાલો કેશર કંકુનાં તિલક કીજીએ. ૬
પધાર્યા વાલો લ્યો ને સુગંધી ફુલ હાર રે;
પધાર્યા વાલો ગજરા બાજુને તોરા સાર રે. ૭
પધાર્યા વાલો સામૈયુ લઇને સાગાં નીસર્યાં;

પધાર્યા વાલો મુખ જોઇને દુખ વિસર્યાં. ૮
પધાર્યા વાલો અગણિત વાજાં વાજીઆં;
પધાર્યા વાલો દુરિજન દેખીને બહુ દાજીઆં. ૯
પધાર્યા વાલો પ્રીતે પ્રભુને પધરાવીઆ;
પધાર્યા વાલો પ્રેમાનંદે ગુણ ગાવીઆ. ૧૦

પદ. ૩૭. ધોળ ૨૫.

પડેરે નગારાંની ધોસ ભમરતારી જાનમાંરે. એ ઢાળ.

ભુપ ભીમક સામા આવીઆરે,
સુરનર મુનિલઈ સાથ, નિરખીઆ નાથનેરે.
વિનયે તે વંદન કીધલાં રે,
મળ્યા હરખે ભરી બાથ. નિરખીયા. ૧
પ્રીતે પુજ્યા રામ કૃષ્નને રે,
ભીમક ભૂપ સુજાણ; નિરખીઆ૦
વળતી દેવ દ્વિજને મળ્યા રે;
વાણીએ કરી વખાણ. નિરખીઆ૦ ૨
વસુદેવ ભીમકને મળ્યા રે,
પુછી કુશળને ક્ષેમ; નિરખીઆ૦
સાકરનાં જળ પાવીઆં રે,
પુરણ કરીને પ્રેમ. નિરખીઆ. ૩
વાજતે ગાજતે ચાલીઆ રે,
ઉતારે લઈ જાન; નિરખીઆ૦
ઉતારા જોઇ જુકતનારે,
જાનૈયા ગુલતાન. નિરખીઆ૦ ૪

રત્ન મણિમય જળ મળેરે,
સ્વર્ગને કરે તિરસ્કાર. નિરખીઆ૦
બાગ કલ્પવૃક્ષના બન્યા રે,
સર વાવ્ય કુવા અપાર. નિરખીઆ. ૫
હવેલીઉં સાત આળની રે,
પલંગ હીંદોળા ખાટ. નિરખીઆ.
જે જે જોઇએ તે તૈયાર છે,
રિધિ સિધિએ રચ્યા ઠાઠ. નિરખીઆ. ૬
હાથી ઘોડા રથ પાલખી રે,
ઉતર્યાં અમર વેમાન. નિરખીઆ.
તરત જાનેયા જમાડીઆ રે,
વિત્ર વિધનાં પકવાન. નિરખીઆ. ૭
ઇચ્છા ભોજન તે જમાડીઆં રે,
કરીં કરીં બહુ મનવાર. નિરખીઆ.
અમર તે અચરજ પામીઆ રે,
પ્રેમાનંદ બલિહાર. નિરખીઆ. ૭

## પદ ૩૮. ઘોળ ૨૬.

### જમરે જમઇડા કલવેલો એ ઢાળ.

જમો કલવો હરિવર હેતશું, સાસુ જમાડે તમારી પ્રીતશું.૧
સાસુ થાળ ભરીને લાવીરે, તમને પ્રીતે જમાડવા આવીરે.૨
ઘાલ્યું કલવામાંઈ ઘી ઘણું રે, એ લક્ષણ હરિ ! હેતતણું રે. ૩
સુંદરવર કમળાના નાથરે, આજ જમો સાસુજીને હાથરે. ૪

જેજે જોઇએતે અમને દાખોરે,હરિ જમતાંતે લાજ ન રાખોરે. ૫
ઉભી ઝારી લઇને આવી રે, ચળુ કરાવે તમારી સાળી રે. ૬
ખોસે તમારી પાગમાં કેવડો રે, આ સાળો તમારો તમ
જેવડો રે. ૭
એમ બોલે હરિને નારી રે, જાય પ્રેમાનંદ બલિહારી રે. ૮

પદ. ૩૯. ઘોળ ૨૭.

વર તો માળીની શેરીએ સાંચર્યા રે,
વરને ગજરા વસાવતાં લાગી વાર રે;
નગારાં વાગે ધીમાં ધીમાં રે. એ ઢાળ.

હરિતો સુરનર મુનિ ચિત ચોરવારે,
બન્યા અલબેલોજી શોભા ધામ રે;
કેશરીઓ વરતો જોયા જેવા રે.
સાળંગ્રામ તે શ્રી કૃષ્ણ રૂપ થયા રે,
શોભા જોઈ લાજે કોટિ કામ રે. કેશરીઓ. ૧
હરિએ મોર મુગટ શિર ધારીઓ રે,
કાને કુંડળ મકરાકાર રે. કેશરીઓ.
કડાં વેઢ વીંટીને બાજુ બેરખા રે,
શોભે રતન જડાઉ કોટે હાર રે. કેશરીઓ. ૨
હરિને રતન જડિત કટી મેખલા રે,
ચરણે તોડા તે રતન જડાવ રે. કેશરીઓ.
હરિને રતન જડિત ચરણે મોજડી રે,
શોભે સુંદર નટવર નાવ રે. કેશરીઓ. ૩
હરિને કેશરીઆ વાઘા અંગે શોભતા રે,

પટકા કેશરીઆ જોયા લાગ રે. કેશરીઓ.
હરિને કેશર તિલક કીધાં ભાલમાં રે,
ચોખા ચોડયા છે આણી અનુરાગ રે. કેશરીઓ. ૪
સર્વે સુરનર મુનિ થયા ઘેલડા રે,
નિર્ખી શોભા નિધિ સુખકંદ રે. કેશરીઓ.
એવા સુંદર વર હરિ ઉપરે રે,
જાય બલિહારી પ્રેમાનંદ રે. કેશરીઓ. ૫

પદ. ૪૦.

વરઘોડા વાલાજીનો નીસર્યો રે,
શોભા મુખે કહી નવ જાય રે;
ત્રંબાળુ ઉંટે ગડગડે રે.
શોભે શુંદર વર સુરજ સરખા રે,
ઘોડીલાંની ઘુમર માંય રે. ત્રંબાળુ. ૧
શણગાર્યા હાથીને ઘોડા પાલખી રે,
રથ માફા તે રતન જડાવ રે. ત્રંબાળુ.
શોભે જાનૈયા રૂડા જગદિશના રે,
હીરા માણેક મોતિડે ગરકાવ રે. ત્રંબાળુ. ૨
શોભે મુનિવર દ્વિજ બેઠા હાથીએ રે,
છાયા ગગને તે અમર વેમાન રે. ત્રંબાળુ.
કરે કુસુમ વૃષ્ટિ સર્વે દેવતા રે,
નાચે અપ્સરા ગાંધર્વ કરે ગાન રે. ત્રંબાળુ. ૩
ઉડે આતસ બાજી બહુ આગળે રે,
બોલે જયજય બહુ છડિદાર રે. ત્રંબાળુ.

છત્ર રતન જડિત બહુ શોભતા રે,
રૂડા ચમર ઢળે લખ ચાર રે. ત્રંબાળુ. ૪
વાજે વાજાં આગળ બહુ ભાતનાં રે,
ગાય માનનિ ઓચ્છવ થાય રે. ત્રંબાળુ.
શોભા જોઈ સુંદર ઘનશ્યામની રે,
પ્રેમાનંદ બલહારી જાય રે. ત્રંબાળુ. ૫

## પદ. ૪૧. ઘોળ ૨૮.

લીલડી છે ઘોડી રે લીલડાં પલાણુ. એ ઢાળ.
માણુકી છે ઘોડીને મોતિડે જડાવ,
આલબેલોજી અસવાર રે
નિરખીને નેણાં લોભાણાં.
મખિનો છે મોરડોને જરીનાં પલાણુ,
રતન જડિત કોટે હાર રે. નિરખીને. ૧
રતન જડિત ફલંગી શિર શોભે,
મોતીડે ગુંથી રે કેશવાળી રે. નિરખીને.
રતન જડિત સુંદર શોભે લગામ,
હરિવરના હાથમાં મેં ભાળી રે. નિરખીને. ૨
પચરંગ પાટનો જેરબંધ કસીઓ,
પેગડે રતન જડ્યાં સાર રે. નિરખીને.
રતન જડિત ડમરી નીરે શોભા,
રતને ઝાંઝર ઝણકાર રે. નિરખીને. ૩
ચંચળ છે ઘોડીને ચતુર અસવાર,

જોઇને થકીત નરનાર રે. નિરખીને.
જાનૈયા જુથમાં શોભે સુંદરવર,
સામળીઓ શિરદાર રે. નિરખીને.
ઉડગણમાં જેમ શોભે ઉડપતિ,
એમ શોભે અલબેલો રે. નિરખીને.
પ્રેમાનંદ કે પ્રભુ આવ્યા બજા રે,
સુંદર વર રંગ છેલો રે. નિરખીને. ૫

પદ. ૪૨. ધોળ ૨૯.

ઘોડી તારે મુખડે રતન જડ્યાં રે બાઇ. એ ઢાળ.
વરઘોડે બેશીને વાલો આવે રે વિહારીલાલ,
સામો મળ્યો માળીડો લઇ હાર;
શેરો સરસ બન્યો રે લાલ.
જાઈ, જુઈ ચંબેલી ને માલતીને મોગરો,
શેરામાં છે સુગંધ અપાર. શેરો. ૧
ગુલાબના ગજરા સોહે બોલ સરીના બાજુ,
ગુલછબાની છડી લીધી હાથ. શેરો.
કેતકીની કલંગીને કેવડાની ટોપી,
સેવતીનાં છોગાં સોહે માથ. શેરો. ૨
ગુલદાવદી ગુલાલ ગેંદા ગુલમેંદી ગુલબાસ,
ચંપાની સુગંધી ચારે પાસ. શેરો.
ફુલડાંમાં ફુલી રહ્યા કેશરીઆવર કાનજી,
શોભા જોઇ આનંદ હરિના દાસ. શેરો. ૩

પોહોપ ફુલને પારિજાત વરશેરે વૃંદારકા,
સુગંધીમાં શામળીઓ ગરકાવ; શેરો.
પ્રેમાનંદ નિરખી જાય વારંવાર વારણે,
રૂપાળો રંગભીનો બાંકો રાવ. [શેરો. ૪

પદ. ૪૩. ધોળ ૩૦.

જીરે વેવાઇ તારી શેરીયું બહુ સાંકડી રે, એ ઢાળ.
રાયરે ભીમક તારૂં શે'ર અતિ સાંકડુ રે,
મારા હરિવરના હાથીડા ન માય રે;
વિઠલવર આવે વાંકડા રે.
રાયરે ભીમક તારૂં બજાર બહુ સાંકડુ રે,
રથ પાલખીને સાંકડ બહુ થાય રે. વિઠલ. ૧
રાયરે ભીમક તારાં ચોટાં બહુ સાંકડાં,
ચોટે આતસ બાજી નવ ઉડવાય રે; વિઠલ.
રાયરે ભીમક તારી શેરી બહુ સાકડી,
મારા હરિવરના જાનૈયા કચરાય રે. વિઠલ. ૨
રાયરે ભીમક તારી મેડી બહુ સાંકડી,
મેડીએ અમર વેમાન અટકાય રે; વિઠલ.
રાયરે ભીમક તારાં બારણાં બહુ સાંકડાં,
બારણે અસવારી ઉભી અકળાય રે. વિઠલ. ૩
રાયરે ભીમક તારે આંગણીએ ઉભા રહ્યા,
ત્રિભુવનપતિ પરિબ્રહ્મ રાય રે; વિઠલ.
રાયરે નિરખીને નેણાં શિતળ થયાં,
તનમન પ્રેમાનંદ વારી જાય રે. વિઠલ. ૪

## પદ ૪૪. ધોળ. ૩૧.

ઉઠોરે સકળની નાર કેશરીઓ વર ઉભા બાર. એ ઢાળ.

ઉઠો રે ભીમકની નાર,
તોરણ આવ્યા જગદાધાર. ૧
ક્યારના વર ઉભા બાર,
આવડલી શી લાગી વાર. ૨
ક્યારનાં શું સજો સણગાર,
પોંખવા સારૂ થાઓ તૈયાર. ૩
ઉભાં થઇ છે ઘડી બે ચાર,
તમને તો નહિ લાજ લગાર. ૪
દ્વારે ઉભા ખોટી થાય,
જાનૈયા ઉભા અકળાય. ૫
ક્યારની આવી ઉભી જાન,
આકાશે ઉભાં વેમાન. ૬
રોક્યાં સરવે શેરી બજાર,
જાનૈયાનો વાર ન પાર. ૭
આજ તમારાં ઉઘડ્યાં ભાગ્ય,
પ્રેમાનંદ કહે વર પોંખ્યા લાગ. ૮

## પદ ૪૫ ધોળ ૩૨.

સાસુ ઘોંસરૂ લઇને પોંખે રે. એ ઢાળ.

સાસુ આવ્યાં ઉઠીને હરખે રે;
વરને ઘુંગટડામાં નિરખે રે. ૧

સાસુ પોંખે લઇ ધુંસરૂં રે;
ફુલે છે નેણથી ન્યારા ન કરૂં રે. ૨
સાસુ પોંખે મુસળ લઇ રે;
વરને નિરખી રાજી થઇ રે. ૩
સાસુ પોંખે લઈ રવાયો રે;
જેને વેદ પુરાણે ગાયો રે. ૪
સાસુ પોંખે સંપુટ લઇ સરીઆ રે;
હરિવર નિરખી અંતર ધરીઆ રે. ૫
સાસુ પોંખે લઇ તરાક રે;
હરિવર હસિયા જોઈ જરાક રે. ૬
સાસુ ઇંડી પીંડી ઉતારે રે;
હરિવર નિરખી ને ઉર ધારે રે. ૭
એમ વર કેશરીઆ પોંખાય રે;
પ્રેમાનંદ નિરખી રાજી થાય રે. ૮

પદ ૪૬. ધોળ ૩૩.

પિઠિ ચોળો પિઠિ ચોળો પીતરાણી રે. એ ઢાળ.

તુળશીજી એ રૂપ અનુપમ કીધું રે;
સુરનર મુનિને દર્શન દીધું રે. ૧
શોભા તે ત્રીભુવનની તન ધારી રે;
વરવા શ્રી કૃષ્ણજી કુંજ વિહારી રે. ૨
કુંવરીને રતન બાજોઠે બેસાર્યાં રે;
મલિઆગર મૃગમદ મસીને ઉતાર્યાં રે. ૩

ષિ્ઠ ચોળે દેવ દ્વિજ ત્રિયા આવી રે,
ગંગા આદિ નદીઓ નીર ભરી લાવી રે. ૪
દિગ્ગજ ચારે સાગરનાં વારી રે,
કનક કુંભ આઠે સુંઢમાં ધારી રે. ૫
લાવ્યા હરખે તુળશીજીને નવરાવા રે,
પ્રેમાનંદ કે' દેવ ત્રિયા લાગ્યાં ગાવા રે. ૬

પદ ૪૭.

રૂષિ પત્ની નવરાવે કરી પ્યાર રે,
મંત્ર ભણે મૂર્તિમાન વેદ ચાર રે. ૧
મીઠે સ્વરે ગાંધર્વ કરે ગાન રે,
અપ્સરા નાચે છે તોડીને તાન રે. ૨
દેવ ગણ વાજાં વગાડે બહુ પેર રે,
સો જનને થઇ છે લીલા લહેર રે. ૩
વજાવે દેવ દુંદભી તુળશી નાય રે,
તાળ મૃદંગ વાજે ને ઓચ્છવ થાય રે. ૪
કરે સુર પુષ્પ વૃષ્ટિ વારંવાર રે,
કરે જન જયજય શબ્દ ઉચાર રે. ૫
પ્રેમાનંદ કહે રૂડી રીતે નવરાવ્યાં રે,
પીતાંબર પેરાવી મંડપમાં લાવ્યા રે. ૬

પદ ૪૮. ધોળ ૩૪.

શાંતક વેળાએ ગોરી રિસાઇ બેઠાં,
સસરો મનાવે તો માને હો લાડણી,

આછા કુંવરડા વહુને વાલેરા લાગે. એ ઢાળ.

ભીમક ભૂપ ઉર હરખ ન માય,
ગૃહ શાંતિ પૂજન થાય, હો માનનિ;
મંગળ ગાવો રે રૂડાં વાજીંત્ર વાજે.
બ્રહ્માજી આવ્યા રૂડા વિપ્રને લાવ્યા,
વિપ્રને વરૂણી વરાય હો માનનિ. મંગળ. ૧
પૃથ્વી પૂજન કરી અગ્નિ પધરાવ્યા,
ગણપતિ પૂજન કીધાં હો માનનિ. મંગળ.
પૂજા સામગ્રી જે જે જોઇએ તે લાવ્યા,
ગ્રહનાં આવાહન કીધાં હો માનનિ. મંગળ. ૨
આવ્યા નવે ગ્રહ મૂર્તિ ધરીને,
ગુરૂ શુક્ર ને રવિ સોમ હોમ નામ. મંગળ.
આવ્યા રાહુ ને કેતુ શશિ સુત બુધ,
શનિશ્ચર અવનિ સુત ભોમ હો માનનિ મંગળ. ૩
વિધિએ સહી ગૃહ સ્થાપન કીધાં,
પૂજ્યા પાંચે ઉપચારે હો માનનિ. મંગળ.
ચંદન પુષ્પ અક્ષત દધિ દુર્વાતિલ,
ધુપ દીપક કીધાં પ્યાર રે હો માનનિ. મંગળ. ૪
હોમ થાય ને વેદ મંત્ર ભણાય,
યજ્ઞ આહુતિ દેવાય હો માનનિ. મંગળ.
સભા ભરાઇ સર્વે દેવ બિરાજ્યા,
અપ્સરા નાચે ગંધર્વ ગાય હો માનનિ. મંગળ. ૫
પત્ની સહિત ભૂપ ભીમક આવ્યા,

કન્યા તે લીધાં છે ખોળે હો માનનિ. મંગળ.
પુષ્પ વરસેને દેવ દુદુંભી વાજે,
જોવા મળ્યા છે જન ટોળે હો માનનિ. મંગળ. ૬
અર્ઘ શ્રીફળ દીધાં દંપતિ હાથે,
ગૃહશાંતિ વિપ્ર કરાવે હો માનનિ. મંગળ.
વરકન્યાની જોડી અવિચળ રે'વા,
દેવને ચરણે લગાવે હો માનનિ. મંગળ. ૭
ભૂપતિ આવ્યા સર્વે લાવ્યા પેરામણી,
ભીમકરાયના સગાવાલા હો માનનિ. મંગળ.
પ્રેમાનંદ કે, ઘરેણા થાન સોનેરી,
ઉત્તમ સાલ દુસાલા હો માનનિ. મંગળ.

## પદ. ૪૯. ધોળ ૩૫.

જીવનજીએ મોકલ્યું રે મોસાળું. એ ઢાળ.
તુળશીજીને આવીઆં રે મોસાળાં,
હીરા મોતી રતન પરવાળાં;
તુળશીજીને આવીઆં રે મોસાળાં.
ભાત ભાતનાં રતન અપાર,
લાવ્યા દેવ કરીને બહુ પ્યાર. તુળશીજી. ૧
લાવ્યા અમર આભૂષણ ભારી,
અંગે પેરી ઓપ્યાં સકુમારી. તુળશીજી. ૨
લાવ્યા દેશો દેશના રે ભૂપ,
અંબર આભુષણ અતિસે અનુપ. તુળશીજી. ૩

લાવ્યા સોનેરી રૂપેરી થાન,
નર નારી જોઈ ગુલતાન. તુળશીજી. ૪
મોસાળું લાવ્યા સુરરાજ,
અતિ હરખે તુળશીજીને કાજ. તુળશીજી. ૫
અંગો અંગના અંબર અલંકાર,
લાવ્યા સુરપતિ અતિ ઉદાર. તુળશીજી. ૬
આવ્યાં અમર ત્રિયા બડભાગ,
લાવ્યા અંગો અંગના શોહાગ. તુળશીજી. ૭
સજ્યા અંગે સરવે શણગાર,
પ્રેમાનંદ જાય બલહાર. તુળશીજી. ૮

પદ ૫૦. ધોળ ૩૬.

રંગ ચોળ, રંગ ચોળ, માંહી ભરી રે,
મજીઠ ચનોઠીનાં ચીર મારે લાવજો રે. એ ઢાળ.
ઉર વાધ્યો ઉર વાધ્યો, આનંદ અપાર,
ત્રિભુવન વાસી નર નારને રે;
પૂજા લાવ્યા પૂજા લાવ્યા, તુળશીજીને કાજ,
સજવા તે સોળે શણગારને રે. ૧
બહુ મુલાં બહુ મુલાં, રતન જડાવ,
આભૂષણ સાગર લાવીઆ રે;
પધરાવ્યા પધરાવ્યાં, ઇન્દ્રે આસનમાંય;
વિશ્વકર્માએ કંકણ પેરાવીઆં રે. ૨
વેઢ વીંટી વેઢ વીંટી, રતને જડાવ,

આંગળીએ તે સુંદર શોભતી રે;
કરપોરી કરપોરી ચુડિયું જડાવ,
શોભે કરમાંહી મન લોભતી રે. ૩
નાકે વાળી નાકે વાળી મોતીડે જડાવ,
આપી ચંદ્રમાએ અતિ પ્રીતશું રે;
રૂડાં મોતી રૂડાં મોતીએ, સમારી છે માંગ,
ચંદ્ર નારી રોહણી એ રીતશું રે. ૪
અજે આપ્યું અજે આપ્યું, કમળ કરમાંય,
સરસ્વતિએ મોતીહાર ધારીઓ રે;
શેષ લાવ્યા શેષ લાવ્યા, કુંડળ જડાવ,
પ્રેમાનંદ કે પેરાવી કાજ સારીઆં રે. ૫

પદ. ૫૧.

પારવતિએ પારવતિએ આપ્યો શોહાગ,
આંખે આંજણ કંકુ ભાલમાં રે;
અતિ સારો અતિસારો ચાંદલીઓ જડાઉ,
સાવિત્રીએ આપ્યો વાલમાં રે. ૧
શચિલાવી શચિલાવી, બીડાં પાન પાત્ર,
પીકદાની ને રતન જડાવની રે;
વૈજયંતિ વૈજયંતિ માળા પચરંગી,
લાવ્યા વરૂણ સરસ મન ભાવતી રે. ૨
ફુલ હાર ફુલ હાર સુગંધી સાર,
ઋતુરાજ લાવ્યા રચના રચી રે;

કેઠ સુત્ર કંઠ સુત્ર, લાવ્યા તે શિવ,
લાવ્યા કુબેર દર્પણ રતને ખરચી રે. ૩
અગ્નિ લાવ્યા અગ્નિ લાવ્યા કંચુકી બહુ મુલી,
જમદેવ તે લાવ્યા વીંઝણા રે;
સર્વે ભુપ સર્વે ભુપ લાવ્યા તે અપાર,
બહુ મુલાં અંબર ભુષણ ઘણાં રે. ૪
શણગાર્યાં શણગાર્યાં લાડણી બહુભાત,
જોઇ મોહે સુંદરવર શ્રી હરિ રે;
પરકાસ્યું પરકાસ્યું, પ્યારીનું રૂપ,
પ્રેમાનંદ કે શોભે ઘણાં સુંદરી રે. ૫

## પદ. પર. ધોળ ૩૭.

દ્વારકામાં વાજીંતર વાજીઆં રે,
ગોમતીમાં ગડ ગડીઆં નિશાન;
જાદવરાય પરણે રૂકમણી રે. એ ઢાળ.
પંચ શબ્દે વાજીંતર વાજીઆં રે,
માનનિઓ ગાય મંગળ ગીત;
ત્રિકમરાય પરણે તુળશીનેરે. (ત્રિકમરાય.)
માય રે તે મોહનવર પધારીઆ રે,
કનક આસને પધરાવ્યા કરી પ્રીત. ત્રિકમરાય. ૧
વરૂણીમાં વિપ્રને વરાવીઆ રે,
તેડાવ્યા ભીમક પત્ની સહિતે; ત્રિકમરાય.
ચોરી મધ્યે આવી બેઠાં બેઉ જણાંરે,

બ્રહ્મા મંત્ર ભણે રૂડી રીતે. ત્રિકમરાય. ૨
ભીમકરાયે ગણેશ પુજન કીધલાં રે,
અર્ઘ ચંદન આપ્યું વરને હાથ; ત્રિકમરાય.
અર્ઘ આપી મધુપર્ક આપીઆં રે,
ચરણ પખાળી નિરખીઆ નાથ. ત્રિકમરાય. ૩
ભીમકરાયે ધોયા પગ કન્યા તણા રે,
રતન જડિત આપ્યા અલંકાર; ત્રિકમરાય.
પીતાંબરે અંતરપટ કીધલાં રે,
વરકન્યા વચ્ચે અતિસાર; ત્રિકમરાય. ૪
કન્યાએ તે વરમાળા પ્રીતશું રે,
નાંખી હરિની કોટે કરી પ્યાર; ત્રિકમરાય.
વર કન્યાના છેડા ગાંઠ બાંધીઆ રે,
કરાવ્યા છે ગોત્રના ઉચ્ચાર; ત્રિકમરાય. ૫
વર કન્યાનો હાથેવાળો મેળવ્યો રે,
ભીમકરાયે આપ્યાં કન્યાદાન; ત્રિકમરાય.
લાખ ગાયો સોનું રત્ન ભૂષણ રે;
આપ્યાં હરખે સહિત દઇ માન. ત્રિકમરાય. ૬
સ્વસ્તિ વાચન ભણી હોમ કીધલાં રે;
મંગળ ફેરા ફરે હરિ રાય. ત્રિકમરાય.
મૂર્ત્તિ માન વેદ મંત્ર ઉચરે રે,
અપ્સરા નાચે ગાંધર્વ ગાય. ત્રિકમરાય. ૭
દેવતાએ દુદંભી વગાડીઆં રે;
રૂડે સ્વરે ગાય ત્રિયા વૃંદ. ત્રિકમરાય.

સુરપતિ પુષ્પની વૃષ્ટિ કરે રે;
નિરખી બલિહારી પ્રેમાનંદ. ત્રિકમરાય. ૫

પદ ૫૩. ધોળ ૩૮.

પિઠિ પિઠિ ચોળો રે પીતરાણી રે. એ ઢાળ.
મંગળ ફેરા ફરે ત્રિભુવન રાય રે;
ત્યાં તો આઠ મહાદાન દેવાય રે. ૧
પહેલે મંગળ ફર્યાં વરકન્યા જોડ રે;
ભીમકરાયે દીધી સોના મોર ક્રોડ રે. ૨
બીજું મંગળ ફર્યાં વરકન્યા જ્યારે રે;
દીધા અશ્વ દશ સહસ્ત્ર તેવારે રે. ૩
ત્રીજું મંગળ ફર્યાં હરિ તુળશી દેવી રે;
દીધી ગાયુ દશલાખ જોવા જેવી રે. ૪
ચોથું મંગળ ફર્યાં તુળશી ભગવાન રે;
દીધાં દશ સહસ્ત્ર હાથી કેરાં દાન રે. ૫
ભીમકરાય બહુ મનના ઉદાર રે;
દીધી દાસી દશ સહસ્ત્ર કરી પ્યાર રે. ૬
ભીમકરાયે લીધો લાખેણો લાવ રે;
દીધા રથ અયુત રતને જડાવ રે; ૭
ભીમકરાયે કીધો મનમાં વિચાર રે;
આવો અવસર નહિ આવે વારંવાર રે. ૮
એમ જાણી આપી ભૂમિ કરી પ્યાર રે;
ભુમિ સારી શત જોજન વિસ્તાર રે. ૯

ભીમકરાયે એમ કન્યાદાન દીધાં રે;
પ્રેમાનંદ કે' જન્મ સુફળ કરી લીધો રે. ૧૦

## પદ. ૫૪. ધોળ ૩૯.

લાડીલાડો જમે રે કંસાર. એ ઢાળ.

એમ વરત્યાં તે મંગળ ચાર,
હરિ પરણ્યા તુળશી કરી પ્યાર. ૧
વર કન્યા જમે કંસાર;
ધન્ય નિરખ્યા તેનો અવતાર. ૨
કન્યા કોળીઓ કરમાં લઇને;
આપે હરિના મુખમાં ધીરી રઇને, ૩
આપે કન્યાના મુખમાં હરિ;
નિરખે સુરનર મુનિ નેણાં ભરી. ૪
લાડલીએ તે કૌતક કીધું;
હરિની હાંસી કરીને સુખ લીધું. ૫
વાળી કોળીઓ મુખમાં દીધો;
મુખમાં દેતાં પાછો તાણી લીધો. ૬
જન હસ્યા ને હરિ શરમાણા;
શોભા જોઇને નેણાં લોભાણાં. ૭
વળતી વાળ્યો હરિએ દાવ;
જોવા જનને વધ્યો ઉછાવ. ૮
કરમાં કોળીઓ લઇ હરિરાય;
મોંમાં દેતાં દીધો આંખ માંય. ૯

હસ્યાં વર પક્ષનાં નરનારી;
લજ્જા પામ્યાં ભીમક સુકુમારી. ૧૦
સાસુ આવ્યાં ધોવરાવાને હાથ;
ચળુ કરે ત્રિભુવન નાથ. ૧૧
સાસુ હાથ ધોવરાવીને ચાલ્યાં;
હરિએ હસીને ચીર તાણી ઝાલ્યાં. ૧૨
આપ્યો સાસુએ મોતીનો હાર;
જાય પ્રેમાનંદ બલિહાર. ૧૩

પદ. ૫૫. ધોળ ૪૦.

છોરા પીપી પીપી પીપી રે,
તારે ઘેર નથી પીની સીપી રે. એ ઢાળ.
જમો જમો હરિ કંસાર રે,
લાજ રાખશો માં લગાર રે. ૧
જમો કંસાર જગદાધાર રે,
એમ ગાયે ગુણ કરી પ્યાર રે. ૨
અમને સાચું કે' જો હરિ આપ રે,
લોક કહે જે તમારે બે બાપ રે. ૩
તમારાં માબાપ રૂડાં રૂપાળાં રે,
તમે તાવડી જેવા કેમ કાળા રે ૪
સૌથી ઉંચું કુળ તમારૂં રે,
તમે રીંછડી ઘેર પરણ્યા શા સારૂ રે. ૫
તમે જાદવ કુળના ભૂપ રે,

શું મોયા રીંછડીને રૂપ રે. ૬
તમને પોંખ્યા હશે કેમ કરી રે,
કરડ્યા હશે રીંછડીએ હરિ રે. ૭
તમને કન્યા કેણે નવ દીધી રે,
કુબજાને પટરાણી કીધી રે. ૮
તમને લાજ તો ન મળે શ્યામ રે,
પરણ્યા ગોત્રમાંહિ સતભામ રે. ૯
તમારા ગુણનો ન પામીએ પાર રે,
પ્રેમાનંદ જાય બલિહાર રે. ૧૦

## પદ. ૫૬. ધોળ ૪૧.

કાને અકોટા કાચના, બોલે નારંગ હો બાઈ સારંગ;
હાથે તે વીંટી હેમની. બોલે૦ એ ઢાળ.

આ જાદવ કુળના અધિપતિ,
બોલે માધવ હો બાઈ જાદવ;
એને સેવે મોટા મુનિ મહામતિ. બોલે૦ ૧
એમાં અકલતો કાંઈ ઝાઝી નથી; બોલે૦
શું સમજીને વરી કમળા સતિ. બોલે૦ ૨
આ જગમાં એવું કોઈ ન કરે; બોલે૦
આવું નિંદીત દેહ તે ના ધરે. બોલે૦ ૩
આતો માછલા કાચબા થઈ રમ્યા; બોલે૦
આતો ભુંડ તનુ ધરી વન ભમ્યા. બોલે૦ ૪
એણે સાવજનો દેહ ધારીઓ; બોલે૦

એણે હરણ્યાકંશને મારીઓ. બોલે૦ ૫
આતો કપટ રૂપ ધરી વામન; બોલે૦
કીધું બળિરાજાનું પાવન. બોલે૦ ૬
એણે ફરસી લઈ પૃથ્વી ફરી; બોલે૦
ફરી એકવીશવાર નક્ષતરી. બોલે૦ ૭
થઇ રામ જગ જશ થાપીઆ; બોલે૦
સુપર્ણરેખાના નાકકાન કાપીઆ. બોલે૦ ૮
હવે જાદવ કુળમાં જન્મીઆ; બોલે૦
એલી મથુરાં ને ગોકુળ ગયા, બોલે૦ ૯
એતો ત્યાં જઇને અહળક હળ્યા, બોલે૦
પે'લા માશી પુતનાને મળ્યા, બોલે૦ ૧૦
વળતી કે'તાં થાકયાં મન વાણીએ, બોલે૦
એમની કીર્તિ વ્યાસે વખાણી રે, બોલે૦ ૧૧
એ તો સર્વે ગુણના ભરીઆ, બોલે૦
પ્રેમાનંદે અંતરમાં ધરીઆ, બોલે૦ ૧૨

પદ. ૫૭. ધોળ. ૪૨.

તુ તો બોલને મારી અતલશ કોયલ;
તારો તે શબ્દ શોહામણો. એ ટાળ.
પરણી ઉભાં રે વર કન્યાની જોડ;
માંડવડે બહુ શોભતા;
સર્વે પૂર્યા રે ભૂપ ભીમકના કોડ,
સુર નર મુનિ મન લોભતા. ૧

ઉલ્લંઘ્યા રે પ્રભુ પર્વત સાત;
　　　　વેદ વિધિએ કરી પ્રીતશું;
વંદન કીધાં રે સૂરજ ને સાક્ષાત,
　　　　વર કન્યાએ રસ રીતશું.　　　２
કરાવ્યાં રે ધ્રુવ તણાં દર્શન;
　　　　અવિચળ રેખા જોડી શ્યામની.
આપે વિપ્ર રે રૂડાં આશિર્વચન;
　　　　વધાવે અક્ષત લઈ ભામની.　　　૩
આવ્યાં સર્વે રે વર કન્યાનાં સબંધી;
　　　　ચાંદલો કરવાને કારણે,
આપ્યાં અંબર રે રતન ભૂષણ બંધી;
　　　　જાય વાલાજીને વારણે.　　　૪
હરિએ દીધાં રે દ્વિજ વરને દાન,
　　　　કંચન મણિ રતન આપીઆં;
પ્રેમાનંદ કે' રે કીધાં બહુ સનમાન,
　　　　વાંછિત સુખ આપી દુખ કાપીઆં. ૫

## પદ ૫૮. ધોળ ૪૩.

કેવાઈ વાનાં મેલાવ્ય; વાનાં નવ સરીઆંરે. એ ઢાળ.

ભૂપ ભીમક ઉદાર,
　　　　લાવ્યા પેરામણી રે;
વરને રતન જડાક્ષિ હાર,
　　　　લાવ્યા પેરામણી રે.

કાને કુંડળ મકરાકાર. લાવ્યા૦
કડાં વેઢ વીંટી અતિ સાર. લાવ્યા૦ ૨
જામા જરકસીઆ કરી પ્યાર. લાવ્યા૦
સેલાં સરસ સોનેરી સાર. લાવ્યા૦ ૩
બીજા વિધ વિધના શણગાર. લાવ્યા૦
મણિ રતન તણા અલંકાર. લાવ્યા૦ ૪
કીધા રાજી જગદાધાર. લાવ્યા૦
લાગી ચરણે વારંવાર. લાવ્યા૦ ૫
એના ભાગ્ય તણો નહિ પાર. લાવ્યા૦
જાય પ્રેમાનંદ બલિહાર. લાવ્યા૦ ૬

## પદ ૫૯.

નૃપ ભીમક વેવાઇ કાજ,
લાવ્યા હરખે ભર્યા રે;
પહેરામણીનો સાજ. લાવ્યા૦ ૧
છત્ર ચમર તે રતન જડાવ. લાવ્યા૦
અંગે સોનેરી શિરપાવ. લાવ્યા૦ ૨
મોટ મોતીડે ભરી થાળ. લાવ્યા૦
હીરા મણિ રતન પરવાળ. લાવ્યા૦ ૩
ઘણાં સોનેરી રૂપેરી થાળ. લાવ્યા૦
આપ્યાં બહુ કરી સનમાન. લાવ્યા૦ ૪
મોતી રતન તણા અલંકાર. લાવ્યા૦
આપ્યા કરી કરી મનુહાર. લાવ્યા૦ ૫

માની ભાગ્ય ભીમક બહુ પેર. લાવ્યા૦
એવાં વચન વેવાઈ કેને લેર. લાવ્યા૦ ૬
ભૂપ ભીમકને હરખ ભારી. લાવ્યા૦
નાંખે વરપર વિધ તે વારી. લાવ્યા૦ ૭
આપી પેરામણી બહુ ભાત. લાવ્યા૦
પ્રેમાનંદ કે' કરી ખાંત. લાવ્યા૦ ૮

પદ ૬૦. ધોળ ૪૪.

આજ મારે અવસર આવ્યો,
પૂરવ જનમની પ્રીત રે. એ ઢાળ.
અવસર આવ્યો આજ સપરમો,
આનંદ અંગ ન માય રે;
જાનૈયા ને પેરામણી,
લાવ્યા ભીમક રાય રે. ૧
ભાત ભાતનાં રતન અમુલિક,
માણેક મોતી હીરા રે;
શાલ દુસાલા પાટ પીતાંબર,
જરકસીઆ વળી ચીરા રે. ૨
કસુંબલ ને કેશરીઆં,
અંબર બહુ રંગે રે;
જેને જેવાં જોઇએ તેવાં,
આપે તે ઉમંગે રે. ૩
શિરપેચ સોનાની પાઘ કસુંબી,

કલંગિને તોરા રે;
કાને મોતી કુંડળ જડાઉ,
કોટે ઉતરી હારા રે. ૪
બાજુબંધને કડાં સાંકળાં,
પોંચી વીંટી વેઢ રે;
તોડા પગમાં રતન જડાઉ,
કંદોરા શોહે કેડ રે. ૫
બ્રાહ્મણ ક્ષત્રી દેવ મુનિને,
જેવાં જોઇએ તેવાં રે;
ભુષણ અંબર ઢગલા કીધા,
જાનૈયાને દેવા રે. ૬
ભીમકરાયે આજ્ઞા આપી,
જોઇએ તેવાં પેરો રે;
હરિવરને માથે મેલો,
મોતીડાંનો શેરો. ૭
અંબર અમૂલિક ભુષણમાંહી,
જાનૈયા ગરકાવરે;
પ્રેમાનંદ કે' શોભે જાણે,
રાજા ઉમરાવ રે. ૮

પદ. ૬૧.

દેવ મુનિને પેરામણી,
કરી ભીમક ભુપ રે;

જોઇએ તેવાં વસ્ત્ર ભુષણ,
આપ્યાં તે અનુપ રે. ૧

દીવ્ય વસ્ત્ર ને ભૂષણ,
ગંધર્વ અપ્સરાને આપ્યાં રે;
સિદ્ધ ચારણને કિન્નર કેરાં,
દાળિદ્દર તે કાપ્યાં રે. ૨

દેવ ત્રિયાને રૂષિ પત્નીને,
વસ્ત્ર ભુષણ ભારી રે;
અંગો અંગે શોહે તેવાં,
આપે ભીમક નારી રે. ૩

રિદ્ધિ સિદ્ધિ કર જોડીને,
આગે ઉભી તૈયાર રે;
જે જોઇએ તે તરત આપે,
વસ્ત્ર અલંકાર રે. ૪

લેતાં લેતાં થાકી રહ્યા,
સુરનર રૂષિ રાય રે;
ત્રિભુવન વાસી નરનારીને,
અતિ આશ્ચર્ય થાય રે. ૫

જે જે આવ્યા જાચક લોક,
ત્રિભુવનના વાસી રે;
જે જે માગ્યાં તે તે આપ્યાં,
ભીમકે તપાસી રે. ૬

સોના રૂપા મોતી માણેક;

વસ્ત્ર અલંકાર રે;
હાથી ઘોડા રથ પાલખીઓ,
આપ્યાં તે અપાર રે. ૭
ત્રિભુવન વાસી રાજી થઈને,
ચાલ્યાં સરવે ઘેર રે;
પ્રેમાનંદ કે' બીજક વેર,
થઈ રહી લીલા લે'ર રે. ૮

પદ. ૬૨ ધોળ ૪૫.

જદુપતિ પરણ્યા રે રૂકમણી. એ ઢાળ.

પ્રભુજી પરણ્યા રે તુળશી,
જનને હરખ અપાર;
જદુપતિ સજી રે જાનને,
ચાલવા થયા તૈયાર. પ્રભુજી૦ ૧
ગગને દુંદભી ગડગડે,
વરસે સુમન વરસાત;
વિવા જોઈને જદુરાયનો,
અમર થયા રળિઆત. પ્રભુજી૦ ૨
શિવ બ્રહ્મા ને સુર પતિ,
આવ્યા શ્રી હરિ પાસ;
આજ્ઞા માગી મહારાજની,
વેમાન ઉડ્યાં આકાશ. પ્રભુજી૦ ૩
વસુદેવ મળ્યા લેવા કે

હરખે ભેટ્યા હરિ ભાથ;
ભીમક ને નેણુ નિર વહે,
ઉભા જોડીને હાથ. પ્રભુજી૦ ૪
ભીમક ભક્ત હરિ રાયના,
થયા અતિશે દલગીર;
પ્રભુજી વિછડ્યાની વેદના,
નેણુ વહે છે નીર. પ્રભુજી૦ ૫
ભીમકે કન્યા વળાવીઆં,
દીધી સેના બહુ સાથ;
રથમાં બેશી પ્રભુ ચાલીઆ,
પ્રેમાનંદનો રે નાથ. પ્રભુજી૦ ૬

## પદ. ૬૩. ધોળ ૪૬.

રામ રામ રામ રામ રામ રામ રે,
મારી રૂડી વેવાણુતને રામ રામ. એ ઢાળ.
હરિ કે'જયો અમારા જઈ રામ રામ,
રામ રામ રામ રામ રામ રામ રે;
હરિ સૌનાં તે લઈ લઇ નામ નામ. ૧
નામ નામ નામ નામ નામ નામ રે,
હરિ કે'જયો તે વીગતે સઉને;
સૌને સૌને સૌને રે,
તમારી વાલી તે રીંછડી વહુને. ૨
વહુને વહુને વહુને રે,

બીજી તમારી પટરાણીઓ;
રાણીઓ રાણીઓ રાણીઓ રે,
તમે જ્યાં ત્યાંથી ઝુટીને આણીઓ. ૩
આણીઓ આણીઓ આણીઓ રે,
તમે જાત ભાત કોઇની ન ગણી;
ન ગણી ન ગણી ન ગણી રે,
લાવ્યા રીંછડી રૂપાળી રૂપની મણિ. ૪
નિમણી નિમણી નિમણી રે,
હરિ ભાભી તમારી ઓળખી ખરી;
ખીખરી ખીખરી ખીખરી રે,
એને હળમાં તાણી ને ટૂંકી કરી. ૫
કિંકરી કિંકરી કિંકરી રે,
હરિ બેન તમારી બહુ ગુણ ભરી;
ગુણ ભરી ગુણ ભરી ગુણ ભરી રે,
એતો જોગી સાથે ચાલી નીસરી. ૬
નીસરી નીસરી નીસરી રે,
તમારી ફુઇને તે જાયે બલિહારી;
હારિયે હારિયે હારિયે રે,
એક પુત્ર જાયો કુંવારીએ. ૭
વારીએ વારીએ વારીએ રે,
બીજાં નામ લેતાં સંકોચાઇએ;
ચાઇએ ચાઇએ ચાઇએ રે,
સમજીને મનમાં હરખાઇએ. ૮

ખાઇએ ખાઇએ ખાઇએ રે,
હરિ કુળ તમારૂં અતિ પાવન;
પાવન પાવન પાવન રે,
સર્વે પાપના પુંજ નસાવન. ૯
સાવન સાવન સાવન રે,
એવા ગુણ તમારા ગાય સાંભળે;
સાંભળે સાંભળે સાંભળે રે,
પ્રેમાનંદ કે' પાપ તેનાં બળે. ૧૦

પદ. ૬૪. ધોળ ૪૭.

આજ આનંદ મારે અતિ ઘણો,
સુખ તે કહ્યાં નવ જાય રે. એ ઢાળ.

તુળશી પરણીને પ્રભુ ચાલીઆ,
બેશી રથમાંયે શ્યામ રે;
કુંવરીને રથમાં બેસારીઆં,
વામ ભાગે તે સુખ ધામ રે. ૧
વાજાં વાજે બહુ ભાતનાં,
ગાય માનનિ ગીત રે;
ભીમક વળાવાને નીસર્યા,
પ્રભુજી સાથે બહુ પ્રીત રે. ૨
ગદગદ થઇ વાણી ઉચ્ચ રે,
રૂડા ભીમક ભુપ રે;
નાથ વિસરજો માં સુજને,

સુખ નિધિ સુખ રૂપ રે. ૩

દાસ જાણીને સંભારજો,
અવગુણ કરજો માફ રે;
અખંડ રેજો મારા ઉરમાં,
ટાળો ત્રિવિધિના તાપ રે. ૪

જાન વળાવી પાછા વળયા,
ભીમક રાય નર દેવ રે;
જન્મ સુફળ કરી લીધલો,
ભલી કીધી છે સેવ રે. ૫

પ્રભુજી વેગે પધારીઆ,
આવ્યા તે નીજ ધામ રે;
ગાતે વાજતે મંદિરમાં પ્રભુ,
આવ્યા પુરણ કામ રે. ૬

આવીને તોરણ ઉભા રહ્યા,
પોંખ્યા માતાએ પ્રીતે રે;
એકિ બેકિ રમ્યાં વર લાડણી,
જાદવ રાય તે જીતે રે. ૭

ગણપતિ પુજી પાય લાગીઆં,
વર કન્યાની જોડ રે;
લાડા લાડી છોડે દોરડા,
પુરો પ્રેમાનંદના કોડ રે. ૮

## પ્રદ. ૬૫. ધોળ ૪૯.

તારે દોરડીએ દશ ગાંઠ હો લાડી,
દોરડો નવ છુટે. એ ઢાળ.

દોરડો નવ છુટે હો હરિવર,
એતો ધનુષ નહિ જે તુટે હો હરિ૦ ૧
તમે શીદને આકળા થાઓ, હો હરિ૦
પિતા વસુદેવને બોલાવો. હો હરિ૦ ૨
એતો કન્યા ના કરનું કાંકણ, હો હરિ૦
નથી ખાવું મહિ કે માખણ. હો હરિ૦ ૩
નથી નાથવો કાળિ નાગ, હો હરિ૦
એતો કન્યાના કરનો શોહાગ. હો હરિ૦ ૪
એ દોરડો છુટશે જ્યારે, હો હરિ૦
આવશે બળભદ્ર વીર તે વારે. હો હરિ૦ ૫
તમે શીદને થાઓ હેરાન, હો હરિ૦
લાગો વહુને પગ મેલો માન. હો હરિ૦ ૬
બોલે લાડીના પક્ષની નારી, હો હરિ૦
જાય પ્રેમાનંદ બલહારિ. હો હરી૦ ૭

इति.

## तुळशी विवाह संपूर्ण.

